# બુરાનું બુરૂં

દુશમનના વરસાવેલા કેહેરનું વેર
લેવાનું કામ કુદરતનું છે કે ઈનશા-
નનું, [illegible] સવાલનો ફડચો કરતી,
અમીરાને ધડો આપતી
એક વાર્તા.

પ્રગટ [illegible]
રતનશાહ એન્ડ. [illegible]ના.
ઠે. "વાર્તા વિભાગ" ફેવરીટ, મુંબઇ ૨.

વાર્તા વિભાગ-પુષતક ૭૮ મું

કીમત.......બે.......આના

# CHURCHGATE PETROL SERVICE STATION





any make will be given complete Service. This service department is placed in the hands of the former Foreman of Messrs. T. R. Pratt (Bombay) Ltd., who has very good experience of this work. Rates moderate and service absolutely satisfactory.

USE MOBIL OIL

Tele. No. **34604** FOR Tele. Add. "DAISY,"

SMOOTH PERFORMANCE.

# બુરાનું બુરૂં

દુશમનના વરસાવેલા કેહેરનું વેર લેવાનું કામ કુદરતનું છે કે ઇનશાનનું, તે સવાલનો ફડચો કરતી, અમીરોને ધડો આપતી એક વાર્તા.

લખનારઃ—રતનશાહ એફ. અચારીઆ.
"વાર્તા વિભાગ," ઠે. ક્રાફરડ મારકેટ; મુંબઇ.

---

## પ્રકરણ—૧ લું.

ખાનબહાદુર સોદાગર અબદુલ લતીફખાન દોલતમા પુર હતા, તેમની શાદી અગાઉ જવાનીમાંજ બાપીકો ધંધો, દોલત, માન, ઇજ્જત મળી ગયેલું હોવાથી મુંબઇમાં જાણે 'રંગીલા રાજા' જેવા બની ગયા હતા.

જવાન સોદાગર પોતે દરેક વાતે સારો હતો, પણ પોતાના પીતાના મરણની બે વરસ અગાઉ એક દુરના ગામડાંમાં નુરજહાં નામની પરી સુરત ઓરત સાથ તેમની પીછાણ પડી હતી, નુરજહાં ગરીબ ઝુપડીનાં એક ચેરાગ સમાન હતી. તે સોદાગરની ખુબસુરત પેશાની જોઇ તેના ઉપર ફીદા થઈ ગઇ હતી, તે આવા એક પટ્ઠા જવાન મુસલમીન સાથે શાદીના ગાંઠથી જોડાવાની ઉમીદમાં હતી તેથી તેણીએ તે સોદાગરને પણ પોતાના જેવીજ ગરીબ સ્થીતીનો સમજી લઈ તેને પોતાનું તન-મન ગોયા વીશ્વાસથી સોંપી દીધું હતું. સોદાગર અને નુરજહાં બન્ને જવાનીના પુર જોશમાં ભવિષ્યનો કોઈ વીચાર કરવા વિના ઉંડા ગારમાં હોમાઇ ગયાં. સોદાગરે પોતે મોટો દોલતવાન હોવાનું નુરજહાંથી છુપાવ્યું હતું, અને નુરજહાંનો નજુમનો ધંધો કરતો એક ફક્ત ભાઈ નજુમી હતો જે ગામે ગામ રઝળીને પેટનું પોષણ

કરતો. તે સીવાય તેણીનું કોઈ ન હોવાથી નુરજહાં સમજતી હતી કે જલદી શાદી કરી જાઉં તો આબરૂ દરકારે ખાવીંદને ઘરે જઈ બાપનો ઓસયાળો આશરો છોડી શકું, તે ઉમીદમાં, અને સોદાગરે કરેલા શાદીના વાયદાની આશામાં તેણી તેના સાથ પલોટાઇ ગઈ, પરીણામમાં બે વરસની શાદી પિછાણ પછી તેણી બાળકને જન્મ આપવાની આશાવંત બની, એ માટે પોતાના બાપને શું જવાબ આપશે તેનો ભય બતાવી હવે જલદી શાદી કરી નાખવાની સોદાગર આગળ તેણીએ હઠ પકડી.

કરોકટ એજ અયામમાં સોદાગરનો બાપ બીમાર પડયો, એટલે બાપ સારો થતાં પાછો આવી તરત શાદી કરવાના વાયદાથી સોદાગર નુરજહાંને ત્યાં આવતો જતો બંધ થયો.



## પ્રકરણ—૨ જું.

બે વરસ વીતી ગયાં...સોદાગરનો બુજર્ગ પીતા મરણ પામ્યો અને તેની સર્વ માલો મીલકત શાનોશોકતનો એકલો માલીક ખાનબહાદુર સોદાગર અબદુલ લતીફ બન્યો. પોતાના પીતાના મરણને એક સાલ વીતવા પછી મહાતાબ નામની એક ખુબસુરત કુમારીકા સાથે શાદી કરી નુરજહાં સાથેનો પ્યાર તે ભૂલી ગયો, અને પોતાની મોટી આવકના પરિણામે અયસો આરામમાં રહેવા લાગ્યો.

સોદાગર અને માહતાબની શાદીને એક વરસ ન થયું કે માહતાબે એક બેહેરેનમુન બેટાનો જન્મ આપ્યો જેનું નામ નઝીર રાખવામાં આવ્યું.

એક રાત્રે ખાઇ પીને સોદાગર પોતાના કમરામાં એકલો રેડીયોની મજાહ ચાખતો, સીગરેટ ફુકતો, આરામ ખુરશીપર બેઠેલો હતો, એવામાં તેના બગીચા ગમીનો બાહેરનો દરવાજો જે અલગોજ હતો તે ખુલ્યો અને અંદર આવવાનો હુકમ પુછયા વિના ભગવા લીબાશમાં, એક નજુમી કોઈ દી' ન જોયલો નવોજ માણુસ હાથમાં તસ્બીર લઈ અને દાઢી પર હાથ ફેરવતો દાખલ થયો.

સોદાગર ખુરશી ઉપરથી ચોંકીને ઉઠી ઉભો થયો અને રાતની વખતે એકાએક આવવાનું કારણ પુછયું.

"એ કોણ? તું કોણ છે?" આવી રાતને વખતે મકાનમાં ધુસી આવતાં———"

"હું ખુદાનો બંદો, એક પરહેજગાર ફીરસ્તો છું, તારી જીંદગીની શીહા કારકીર્દીનાં આફત ભર્યાં ભવીષથી તને આગાહ કરવા આવેલો છું" નજુમીએ કહ્યું.

"હેં મારી શીહા કારકીર્દી? મારા જેવા ઇજતદાર ખાનદાની ગૃહસ્થને એવો ઇલજામ લગાડવાનો શું સબબ? મને કેમ ખાત્રી થાય કે તું કોઇ ઠગારો નથી?"

"હું બધું જાણું છું. હું ઠગારો નથી, હું તારા પૈસાપર થુંકુ પણ નહીં. લાવ તારો હાથ, હું તેની રેખા ઉપરથી તારો સઘલો હાલ કહી શકુ છું."

સોદાગરે મજાકમાં પોતાનો હાથ તેને આપ્યો જેમાં જોઈ નજુમી બોલ્યો, "જો! તારાં તગદીરમાં બહુજ માલોજર છે. પણ તે તું તેમજ તારો બેટો વાપરવા પામશો નહીં, એક ઓરતના શ્રાપ તને નડશે કે જે એકવાર તને પ્યારી હતી, આજે તે બકારી છે."

સોદાગરે મનમાં વીચાર્યું કે તે આબાદ પારખે છે તેથી તેને મોંહથી બોલાઇ ગયું કે "ભાઇ, તું સાચ્ચો છે." એટલે નજુમીએ તેની સઘલી આગલી નુરજહાં સબંધી વાતો કહી.

તે પછી સોદાગરે પુછ્યું 'હવે મારા બેટાના ભવીષની શું બાબત છે?'

તારા બેટાનું તકદીર? લાહોલવલ્લાહ કુવત! તે તેં નહીં પૂછ્યું હતે તો તારા હકમાં સારૂં હતું. ખેર, સમાલજે! તારો એક પુરો બેટો જે હાલ છે તેજ તારૂં ખાનદાન, તારી ઇઝત ગુમાવશે અને આખીરમાં તે એક ઢેડને હાથે ફાંસીને લાકડે ચહડીને મરશે. તે ઉસ્કેરાઈ બોલ્યો.

"એ શું તું ખરૂં કહે છે?" સોદાગરે ગમખ્વારીથી કહ્યું. "હાય તગદીર! કેવો ગજબનાક ફાલ! શું એ બધું સાચુંજ નીવડશે?—અફસોસ.

સોદાગર જાણતો ન હતો કે આ નજુમી નુરજહાંનો ભાઈ હતો કારણ તેને કોઇ દીવસે જોયો ન હતો તેથી ગમમીન હાલતમાં બે હાથે માથું છુપાવી બેઠો અને નજુમીનું કહેવું સાચું માની કેટલોક વખત સુધી ઉંડા વીચારમાં પડયો. તેટલા પેલો નજુમી ગુમ થઇ ગયો અને કેટલીકવારે સોદાગરની મહેરદાર ત્યાં આવી લાગી.

"પ્યારા ખાવીંદ, કેમ આજે એટલા દીલગીર છેવ, શું છે?" માહતાબે અજાયબીથી પુછ્યું.

"ઓ હું શું કહું? મારૂં આવી બન્યું, આપણા એકપુરા પ્યારા બેટાને

વાસ્તે એવું ગજબનાક તકદીર ! હું માનતે નહીં પણ એક ફીરેસ્તા જેવો નજુમી કે જેને મોહડે બધીજ મારી પાછળી વાત સાચી નીવડી છે, તે બેટા નસીરને વાસ્તે એવું ભયંકર ભવીશ કહી ગયો છે કે મારૂં દીલ બીલકુલ બેતાબ બની ગયું છે.

"તમોને તો નજુમીમાં ઇતબાર ન હતો ત્યારે શું તેને એટલું બધું સાચું કહ્યું હશે કે તમારૂં દીલ આટલું બધું રંજીદા થયું ? યા ખુદા ! અફસોસ ! જો એ વરતારો ખરોજ હશે તો આપણું શું થશે ?



## પ્રકરણ—૩ જું.

મેરે દરદે જીગર જીકા જલાના નહીં અચ્છા,
જાલીમકા ભરોસા કભી કરના નહીં અચ્છા—મેરે.
હો જાયગા સૌદા કોઇ ઉલફતમે તુમ્હારી,
મૌત અચ્છી હય પર દીલકા લગાના નહીં અચ્છા—મેરે.

તે એક ગરીબ ગામડાંનુ ગરીબ ઝુપડું હતું તેનું ફરનીચર બાગુ તુટું કંગાળ હતું, ખાટલી ને ખુરસીને ચારે પાયા આખા ન હતા, રાંધવાના વાસણોમાં મટ્ટીની હાલ્લી વગેરે શીવાય બીજું કંઈ દેખાતું ન હતું.

પહેલાં અને બીજાં પ્રકરણના બનાવને અઢાર વરસ વહી ગયાં છે.

એક દીવસે નુરજહાંએ પોતાની દીકરી કે જેણી હવે ઉંમરલાયક બની હતી તેને પોતાની સર્વ હકીકત કહી:—"ખરૂં છે બેટી, તારાં જનમથીજ તારો પીદર એક હપતામાં પાછો ફરવાનો વાયદો કરી મને ખોટું વહાઇ બનાવી નાઉદ થઈ ગયો છે, તે આજની ઘડી સુધી મને દુઃખી કરી ગયો છે." આ નુરજહાંની બેટી શીરીન તેજ બેટી હતી કે જે તેની માના પેટમાં હતી તેટલાંજ સોદાગર દગો દઈ ચાલી ગયો હતો.

"શું તે મારો બાપ એટલો બધો જુલમગાર હતો ?" શીરીને કહ્યું.

"મારી નાદાનીની એ હયરાની બેટા, તેના પયસા પેશાનીથી હું લુભાઇ ગઈ અને વગર નીકાહથી તેને મારી હોરમતની ખરાબી કીધી. અફસોસ, હવે હું જીંદગીથી નાશાદ ઓર બરબાદ થઈ ચુકી. હવે મારી

સાથ કોણ શાદી કરશે ? મને પાછળથી ખબર પડી કે તે સોદાગર તો ઘણો જરદાર છે.

આ વાત તે મા–બેટી વચ્ચે ચાલતી હતી તેટલા નુરજહાંનો ભાઇ તે નજુમી આવી લાગ્યો.

"બ્હેન કેટલાં બધાં વરસો સુધી તું આવી આહોઝારી કર્યા કરશે ? બહેતર છે કે તું હવે મેદાન પડ, અને તે ગુનાહગારને જહાનમ વાસીદ કર, ઇન્તેકામની શરૂઆત તો થઇ ચુકી છે. નજુમીના લીબાસમાં જઇ તેની શાદીની ઓરતથી થયલાં તેના એક પુરાં બેટાનું શીહા ભવીષ્ હું એવા તો આબાદ રૂપમાં કહી આવ્યો છું કે જેના કાતીલ ડંખથી તે સર બસર અફસોસની આહમાં પડી ચુકો હશે, તે રાજવંશી ચહેલ મહેલથી પોતાના મકાનમાં મોજ કરે છે. મેં ખબર કહાડી તે ઉપરથી જણાય છે કે તેની એક બેટી પણ છે. બ્હેન, તું એક દીવસ એના મકાન ઉપર જા, અને આઝાદ બનીને તારી નુકશાનીનો બદલો લે, ત્યાં વગર તારા તેમજ મારા દીલને ચયન થશે નહી.



## પ્રકરણ—૪ થું.

કામનીયાં કાહે ખડી હો, ચલકે કરો ન શીંગાર,
ચલકે કરો ન શીંગાર, બને દીલદાર, પરી રૂખસાર—કામનીયાં.
ઉમંગ કે સંગ, અંગ સજાયા, ઢંગ બનાયા રંગ જમાયા,
વાહ વાહવા આહ હા હા, રસીલી છબીલી નુકીલી હું નાર;
દીલે મીલે ચલે ચલે સબ ગુલેઝાર–કાહે ખડી હો.

તે મોટાં દીવાનખાનામાં આજે ભારે રંગ રાગ ચાલી રહ્યો હતો. સોદાગરનું સુંદર રાચરચીલું અસાધારણ હતું આજે દસ–બાર પરોણા બેઠેલાં હતાં અને જલસો ડેન્સ સાથે ચાલી રહ્યો હતો કારણ કે આજે બેટા નઝીરની સાલગ્રેહ હતી.

ગાન તાન વાતચીત અને રંગ રામ ચાલી રહ્યો હતો કોઇ પાન સુપારી આપે કોઇ શરબતનું ગલાસ પીએ કોઇ બાટલીમાં શરબત નાંખે હસાહસ ચાલે એવો ત્યાં મામલો હતો; તેવામાં સોદાગરની પહેલી ઓરત નુરજહાં ચીઠડે હાલ હાલતમાં દીવાનખાનામાં ધસી આવી.

"કહાં છે પેલો બદમાશ! નાબકાર! મારી ઈજ્જતનો લુટનાર બેરહમ બેવફા?" અંદર દાખલ થતાંજ તેણીએ ઘોંઘાત કર્યો અને સોદાગરને પીછાણીને બોલી "ઓ બેમરવ્વત હું તારૂં લોહી પીઈશ."

સોદાગર તેણીને જોતાંજ ચોંકી ઉઠયો "તું કોણ?—દીવાની છે? કે જે આવા અમારા રંગ રાગમાં અહીં વગર હુકમે ઘુસી આવી છે?"

નુરજહાં ભારે ઉશ્કેરણીથી ચીચવઇ "ઓ બેશરમ જ્યારે વીસ વરસ ઉપર તું મારી ઝુપડીમાં વગર હુકમે ઘુસી આવી, મને ફસાવી, ત્યારે તારા દીલને એ સવાલ પુછયો હતો કે?"

સર્વે પરોણા અજબ થવા લાગ્યાં.

સોદાગરે સર્વેને જણાવ્યું કે તે કોઈ દીવાની લાગતી હતી.

"અય લોકો—સાંભળો, ખુદાપાકના કસમથી કહું છું કે હું દીવાની નથી, પણ આ મુજી સોદાગરની હકદાર પહેલી ઓરત છું, મને મોટી લાલચો બતાવી વગર નિકાહથી મારા સાથ મહોબ્બત કરી, મને હમેલદાર હાલતમાં નાંખી, આ ભાગી ગયો છે. હું નીરાધાર લાચાર વરસો સુધી જુદાઈના જખ્મો ખમતી ભુખી તરસી હેરાન થઈ છું અને સાથે એ કમબખ્તને પેટની બેટીનો પણ તેવોજ હાલ એ કરી ગયો છે. એક કરતાં બબે જીંદગી એને બરબાદ કરી છે." હાંફતી હુફતી નુરજહાં બોલી રહી અને પોતાની છાતીમાં અંગારા પડતા હોવાથી ભાન ભુલી જઇ સોદાગરને મારવા ધસી ગઈ, જેણીને પરોણા તથા સોદાગરની બેટી બેટા તથા મોહદારે અટકાવી.

સોદાગર ગભરાઇ ગયો ને બોલ્યો—"મ—મ—મગર—અ—આ અજાણી, તેમજ તદન ઠગારી ઓરત દીસે છે અને મારી પર જુ—જુ—જુઠાં બોહતાણ લગાવી પૈસા કઢાવા આવી છે."

નઝીર અને તેની માતાએ તે ડોળા ઘુરકતી ઓરતને બાહેર જવા દમ ભરાવીને કહ્યું, પણ નુરજહાંએ એક વાઘણ માફક નજીરનાં આંગપર ધસી જઈ તેનું ગળું દબાવવા માંડયું, નઝીરે એક હલવેથી ધક્કો મારયો. જેથી નુરજહાં ભારે દુઃખથી જમીન પર પડી બેસુદ્ધ થઈ ગઈ સોદાગર તથા સર્વે પરોણા અજાયબીથી તેણીને ટીકતાં ઉભાં રહ્યાં, અંતે સોદાગરે આવી હાલતમાં તેણીને એક ગાડીમાં નંખાવી તેનાં ઝુપડામાં મોકલી

## પ્રકરણ—૫ મું.

આપણે હવે નુરજહાંના ઝુપડાં તરફ નજર કરીએ. નુરજહાં મરવા સુતી હતી તેની બેટી શીરીન સારવાર કરતી હતી અને સોદાગર તેની માફી માંગતો તેણીની બાજુમાં ઉભો હતો.

સોદાગર કરગરીને બોલ્યોઃ—"માફ કર, ઓ પ્યારી નુરજહાં મને માફ કર, હું જવાનીની દીવાનીથી તને બેવફા થયો અને ગુનાહગાર બન્યો. હવે તેનો બદલો હું પ્યારથી નહીં આપી શકયો તો પૈસાથી વાળવા તૈયાર છું. તું ચાહે એટલા—"

નુરજહાં તેને બોલતો અટકાવી દીવાની મીસાલ પુકારી ઉઠી, "દુર નાબકાર ! તારી શીહા સુરત, મુજને ન બતાવ, તે જેવું મને દુઃખ આપ્યું છે તેનું વેર તેનો કીનો હું તેનાં સો હીસ્સા વધારે લઇશ, અગર હું નહી લેઈ શકીશ તો આ મારી બેટી મારૂં વેર લેશે. તારૂં અને તારા બાળ બચ્ચાંનું સત્યાનાશ વળજો ! ખાનુ ખરાબ થજો. તારાં કુળ ખાનદાનનો નાશ થજો, તારા પૈસા ઉપર આગ પડજો." આમ બોલતાં બોલતાં દીવાની માફક ચાલા કરવા લાગી અને ઘડીમાં હસે ઘડીમાં રડે એવું મગજ તેનું થઈ ગયું.

"અફસોસ મારી કરણીનો આ કેવો ફેજ ? ખયર હું હકીમને તો બોલાવી લાઉં ?" એમ કહી સોદાગર હકીમને બોલાવવા ગયો.

સોદાગર ગયા પછી નુરજહાંની વધુ ખરાબ હાલત થઈ, નુરજહાં મરતે દમે ગળું ખેંચાતા અચકી ને પોતાની બેટી શીરીનને બોલી—

"બેટી શીરીન, મને પેલા બદમાશના બેટાએ જલસામાં ધક્કો મારી મોતને બીછાણે નાંખી છે, મારા મોત પછી તું મારો કીનો એ ગુનાહગાર બાપ બેટા અને તેના આખા ખાનદાન ઉપર લેજે, તું કસમ લે, અને મારા મરતાં જાનને આરામ આપ."

શીરીને પોતાની માતાની છાતી પર હાથ મુકીને કહ્યું "માદર, તું બે ફીકર રહે, હું તારૂં વેર પુરેપુરૂં જ્યાં સુધી લઇશ નહી ત્યાં તલક મને દુન્યાની સર્વે લુત્ફ અને મોજ હરામ છે, લે આ પાક ખુદાના કસમ સાથ આપેલું વચન અને તું ખામોશી અને સબુરી પકડ."

"બેટી શાબાશ તને, મારી છાતી ઉપરથી પહાડ જેવો બોજો તારા

સાચા ઇસમથી દુર થયો છે અને હવે હું શાંતીથી મરીશ." આટલું બોલતાં સાથ તેણીએ ભારે રૂદન કર્યું તે પછી મરણની તાણુતોડ કરવા માંડી અને કેટલીક ખેંચતાણ પછી નુરજહાં મરણ પામી અને તેની લાસ પર પડી શીરીન છાટી ફાડે એવું રૂદન કરવા લાગી.

આ પછી સોદાગર હકીમને લઇને પાછો આવ્યો પણ નુરજહાંનું રૂહ ખલાશ થયલું જોઇ હકીમને તેની મહેનતનું દામ આપી પાછો વાળ્યો અને તે પછી સોદાગર પોતે પણ પોતાની અમીરાતનો ખ્યાલ છોડી બેખતર નુરજહાંની લાશ આગળ રડવા લાગ્યો. ત્યાં તો પહેલી માદર આગળ એક જુવાન જોબનવંતી બેટી સીવાય કોઇ ન હતું. સોદાગરે ખરચ કરી તેની ક્રીયા કરવા ઇચ્છયું પણ શીરીને ધીક્કાર સાથે તે માંગણી ના મંજુર કરી અપમાન સહીત સોદાગરને બાહર કાઢયો અને પોતાના પાડોશીની મદદથી લાશને કબ્રસ્તાનમાં પોહચાડી.

+ + ÷

ખા. બા. સોદાગર અબદુલ લતીફખાનને નુરજહાંના મરણ પછી છાતીમાં એવો તો કારી ઝખમ લાગ્યો કે તેની મરતી હાય અફસોસથી તેનું મગજ ગોયા દુન્યાથી ઉઠી ગયું, તે દીવસો સુધી ભયંકર બીમારી ભોગવી હવે મરવા સુતો હતો.

એક દીને સોદાગરે અંતની ઘડીએ ખેંચાતી જીભે કહ્યું "પ્યારી મહતાબ, બેટા નઝીર, બેટી મુન્ની, મારો ગુનાહ ખુલ્લો થઇ ગયો છે, મારી થયલી બેઇજતીથી મારી જીદગી બરબાદ થઇ છે, હું ખુદાનો તેમજ તમારો ગુનાહગાર છું અને મરનાર નુરજહાંએ જે જે એલજામ મારી ઉપર મુકયા તે ખોટા નહિ હતા. અફસોસ મેં તમો બધાંને ઠગયાં છે. હવે મુજને જીવવું નાકામ છે—બસ મારી તે ઠગાઇનો અંત આવ્યો છે. પ્યારાંઓ મેં, કાતીલ જહેર પી લીધું છે. કારણ કે તમો બચ્ચાંઓને તેમજ લોકોને મારૂં મોંહ બતાવવાનો મોકો હવે રહ્યો નથી. ઓ બ—બેટા ન—ન—નઝીર તારા તગદીરમાં બહુ બુહુજ બુરૂં છે ઓ ખોદા!" અને તે બેસુદ્ધ થઇ ગયો.

"ઓ પ્યારા ખાવીંદ, આ તમે શું કીધું? બેટા નઝીર જા; દોડ દોડ હકીમને બુલાવ, માહતાબે અધીરાઇ કીધી.

"નહી પ્યારી—હકીમ હવે બેકામનો છે, મારી બેશુમાર દોલતનો સારો ઉપયોગ કરજે અને મારા અજીમ ગુનાહના દાખલા ઉપરથી બેટા ધડો

લેજે કોઇ ઓરતના દામમાં હવસી બની બે આબરૂ થતો ના ને બેટા નઝીર ભલાં કામ કરજે.

મુન્ની કહેવા લાગી, "ઓ અબ્બાજાન તમારા વગર હમારૂં શું થશે? અરે અરે ખુદા."

સર્વે જણ રડવા લાગ્યાં, સોદાગરને કાતીલ ઝેરની અસર પુગી ગઇ હતી અને તે ખલાશ થયો, તે નાનું પણ અમીરી કુટુંબ રડારોલમાં પડી ગયું અને કેવી કીમતી જીંદગીનો અંત કંગાલ મોહતમાં આવ્યો તે ફકત એકજ ભુલને માટે.



## પ્રકરણ—૬ થું.

ઓ કીના કીના, જલદી હો બેદાર,
અબ બેશક સીના કરૂં ઉસકા મય ફીગાર;
તેગે આબદાર હો જા હોંશીયાર,
કરદે દુશમનકો એક દમમે તું ફીન્નાર—ઓ કીના.
બીજલીસી તું ચમકે, ચમ ચમ ઓ તલવાર,
ખુંન પીના દુશમનોંકા હયગા તેરા કાર;
ખંજર તુંભી વાર, કરના હો ખુંખાર,
ખુન ખુન ખુન કરનેપે હો જા તૈયાર.

તે જંગલમાં મરહુમ નુરજહાંની બેટી શીરીન કીના માટે તરસતી રખડતી રઝળતી ગાતી ફરતી હતી. અને પોતાના મનથી વીચાર કરતી હતી કે,—

"મારી માદર ગુજરી ગઇ, મારે વાસ્તે કીનાનો રસ્તો ખુલ્લો કરી ગઈ. હા! હવે હું મર્દાના લીબાસમાં માથે ફુપેટો બાંધી મેદાન પડી છું. હવે હું છું અને મારો કીનો છે! મારા કીનાના શીકારને તો હું પીછાણતી નથી, તેનું જન ફરજંદ ખાનદાન હું જાણતી નથી ફક્ત મારા મામુ નજુમી પાસે પત્તો મેળવી અહીં તક હું આવી પુગી છું હું હવે કહાં જવાનો રસ્તો પકડું? મગર હાં—સબર! એ કોઇની મારામારીનો અવાજ શાનો આવે છે?

જે બાજુ અવાજ આવતો હતો તે તરફ શીરીને ચાલુ મુકયું એક જવાન ગૃહસ્થ તથા એક મવાલી બે શખશ ત્યાં જોવામાં આવ્યા.

મવાલી બોલ્યો 'અગર બેવકુફીનો નતીજો જોઇતો હોય તો તને બતાઉં.'

બીજા જવાને કહ્યું–"અરે જા, તારા જેવા નીચથી શું વળનાર ?"

મવાલી બોલ્યો, "એમ છે તો આવી જા, જોઉં તારી તાકાદ ? દેખુ તેરી અવકાત ?"

બન્ને જણા હાથોહાથ લડવા લાગ્યા, શીરીને ત્યાં આવી છુપીથી જોયું કે તે બેમાં એક સખશ મવાલી જેવો અને બીજાને કોઈ ઇજતદાર ગૃહસ્થ જેવો જણાતો હતો એટલામાં તે મવાલીએ એક વહેતી છુરી કહાડી નઝીરની છાતીમાં ભોકવાની કોશીશ કરી, પણ શીરીને સમયસુચકતા વાપરી પાછળથી પોતાની ચાકુથી મવાલીને જખમી કરી નઝીરને બચાવ્યો એટલે મવાલી ત્યાંથી ભાગી ગયો.

આ જોઇ નઝીર અજબ થઇ બોલ્યો "યા ખુદા, અય જવાન તારૂં કેવું હેશાન ? છેક કટોકટ વખતે મને જીવતદાન બક્ષનારનું નામ ?"

"ગુમ નામ." શીરીન બોલી.

"કામ ?" નઝીરે પુછ્યું.

"બે કામ."

"ઓ પણ અય મારા જાનના બચાવનાર ફીરેસ્તા, દીલલગી છોડ અને તારૂં ખરેખરૂં નામો નીશાન મને બેધડક કહે." નઝીરે તેની ખાંધ પર હાથ મુકયો જે શીરીને ખીસાડતા તેણીને માંથે બાંધેલો માંથેનો દુપેટો સરી પડયો અને છુટા બાલ સાથની એક ઘણી ખુબસુરત ઓરત તેણી ઓલખાઇ આવી. નઝીર અજાયબીથી ડંગ થઇ ગયો.

"ઓ હો ! એ બાત હય ? મારા જાનનો બચાવનાર ફીરેસ્તો તે એક મરદ નહીં પણ મરદને શરમાવે એવી બાહદુર મીઠી મોહબતવંતી માહણુબ છે ? અય નાઝનીન, તને જોઇને હું નીહાયત ખુશ છું–તું ચાલ મારી માદર તથા મારી બ્હેન સાથે તુંને પીછાણ કરાઉં, કારણ કે હું એક દોલતવાન જન્નતશીન ખાનબહાદુર સોદાગર અબદુલ લતીફનો સાહેબજાદો છું. જે સાંભળતાં શીરીન ચોંકી' તારાં બેહદ હેશાનનો બદલો હું ભુલી શકુ તેમ નથી, બોલ ઓ હુરે આરામ તું લ્હાં કેમ આવવા પામી ?

ભાઈ હું દુખીયા છું, શીરૂં ખુદાની કુદરત મને અહીં ખેંચી લાવી છે. હું લાચાર બેચાર છું મારા માબાપ નથી મારા જીગરમાં આગના સોલા ઉઠયા છે અને ખુદા પાસ દુવા માગું છું કે મારી તે આગ હવે હવામ ઉડારી દે.

"નઝીર તેણીનો ઉપકાર માનવા પોતાના ઘરમાં તેણીને લઈ ગયો. અજબ ખુદાની શાન ! સાવકા ભાઇ બ્હેન એકમેક તરફ ખેંચાયાં."

## પ્રકરણ—૭ મું.

નજરીયાં મીલાએ જાવો રે મોરે સઇયાં,
નજરીયાં મીલાઓ, કટરીયાં લગાએ જાવો રે મોરે સઇયાં.—ન.
ચંદ્રબદન મીર્ગ લોચની રે, મુઠીમેં અંગ સમાએ,
પ્રેમ દારૂ પીજીયે રે, ઉમંગ રંગ મન લાએ;
છયલ સીપઇયાં, કનઇયાં, સંવરીયા, કમરીયા કટરીયાં.—ન.

મરહુમ સોદાગરનાં મકાનમાં તેની ઓરત માહતાબ તથા બેટો નઝીર અને બેટી મુન્ની વાતો કરી રહ્યાં હતાં.

"પણ નઝીર તારી જીંદગીનો બચાવનાર ફીરેસ્તો કયાં છે? તેનું નામ શું?"

"માતાજી, એ મને બચાવનારને મારી સાથે લાવ્યો છું. આપણાં મકાનમાંજ તે છે. તે જવાન છે; ખુબસુરત છે; બધી રીતે લાયક છે પણ નાણાં વગર ગરીબ છે."

"ત્યારે તેને કાંઇ લાયક ઇનામ આપવું જોઇયે "માતા બોલી."

"માતાજી, તે ખરેખર ખાનદાની છે! કદાચ ઇનામ નામંજુર કરે અહા! તે કેવી મીઠી સીકલ! પણ તમે બેઉ ધારો છો તેમ મારી જીંદગીનો બચાવનાર મરદ નહી પણ એક ઓરત છે." અને તે પછી નઝીરે પોતાની બનેલી તમામ કેફીયત પોતાની માતા અને બેહનને કહી સમજાવી.

"બેટા, જે છોકરી મરદના કપડાં પેહરી બેપરદા બાહેર નીકળે તે ઘણું કરીને કોઇ ઠગારી ને લુચ્ચી હોવી જોઇએ."

"બે અદબી માફ છે માતાજી, પણ તમારૂં બોલવું બીલકુલ ગલત છે. તે ઠગારી નથી. ને લુચ્ચી બી નથી. તે કોઈ ખાનદાની લાગે છે. તમે નજરે તેણીને જુવો ને પછી વાત કરો. લ્યો, હું પોતેજ તે છોકરીને તેડી લાઉ છું.

નઝીર બીજા ઓરડામાંથી શીરીનને તેડી લાવ્યો, માહતાબ તથા મુન્નીએ શીરીનને ડોકું કીધું.

"મારી પ્યારી માદર, એજ—એજ તે ફીરેસ્તો છે કે જેણીએ મારો જાન એક ખુની કસાઇના ઝેરી પંજામાંથી બચાવ્યો છે. નહીંતો આજે જીન્દા તમો પાસે નજરે પડયો નહીં હોત" નઝીરે શીરીનની ઓલખ આપતા સમજાવ્યુ

શીરીનનો હાથ પોતાના હાથમાં લઈ માહતાબ બેગમે કહ્યું " ભલી છોકરી, તેં સોદાગરના અમારા આખાં કુટુંબની એવી તો અચ્છી સેવા બજાવી છે કે જે સેવાનો બદલો અમારાં મોતની છેલ્લી ઘડી સુધી વલાવાનો નથી."

"અરે ખુદા ! બ્હેન તારી મદદ મળી નહીં હોતે તો મારા એક લાડકવાયા ભાઈનું શું થતે ? હુંબી કેમ જીવવા પામતે ?" મુન્નીએ કહ્યું.

"બાઇ સાબ મીસકીને પોતાની ફરજ બજાવી છે. મારી લાચારીની વાત શું કહું ? મને શરમીંદગી થાય છે. અને તેણી ત્યાંથી બીજા ઓરડામાં ચાલી ગઇ.

"કેવી ભલી છોકરી ! પણ નઝીરના કહેવા મુજબ એને કેવું પૈસાનું દુ:ખ છે ! પણ આપણી પેલી જુની પુનાવાળી દાસી આવે નહીં તો આયા અમીનાને બદલે આપણે એનેજ રાખ્યે." માહતાબ બેગમે ઇરાદો જાહેર કર્યો.

"હા માજી અમીના આવે ત્યારે તેને રજા આપી દેશું મને તો ભાઇને બચાવનાર આ છોકરીનો ચહેરોબી ઘણોજ ગમે છે !" એનેજ રાખ્યે. મુન્નીએ પોતાની માતાને ટેકો આપ્યો.

પરીણામમાં અંતે શીરીનને એક દાશી તરીકે રાખી લીધી.

---

## પ્રકરણ—૮ મું.

શીરીનને વરસેક આ નોકરીમાં થઈ ગયું...તે ઘરની સઘળી બાબતની માહેતગાર થઈ ગઇ. શીરીન એકલી એકલી એક ઓરડામાં વીચાર કરતી હતી.

"આહાહાહા ! એક દાસી તરીકે હું અહી થંબી ગઇ ? એજી વાહ વાહ ! હા, મુન્ની, ત્યારે તુંબી તારા હાથેજ મારી જાલમાં વીટલાઈ છે ! તુંબી મારી મીઠી જબાન, મારો ખુબસુરત ચ્હેરો, અને મારી ભોળી ભાળી સુરત જોઇ હસી છે ફસી છે. મને એક નેક છોકરી તરીકે તું એ માની લીધી છે ! કેવાં મુરખાઓ ! અરે ભોળી માતા, તારો બેટો પેલાં રસ્તે મળેલા મવાલીની છુરીનો ભોગ થઈ પડયો હતે તો હજારવાર બલકે લાખવાર બહેતર હતું, કેમકે હવે તો એક ઝેરી પણ સફેદ નાગણે તમારા મકાનમાં વાસો કીધો છે, તમારૂં લોહી પીધા વિના તે નિકળવાની નથી. ઓ મારી બેહેસ્તમાં સુતેલી માદર તુરજહાં, ખુશ થા, કે તારી બેટીના શીકારો પોતાની મેળે આંધળા બની તારી બેટીની જાળમાં આપો આપ ચાલી આવે છે !"

તે કુટુંબની એકજ હોય એવી પલોટાઇ જવા છતાં પોતાનો કીનો કેવી રીતે જાગૃત રાખે છે તે આપણે ઉપલા તેના વિચારથી જોઈ આવ્યા.

÷ ÷ ÷

તે મા, બેટી મહતાબ અને મુન્ની દીવાનખાનામાં એકઠા મળી વાતમાં મશગુલ હતા એટલામાં નઝીર આવ્યો.

"માયજી આજે જે મેળાવડામાં હું જઇ આવ્યો તે મને મુબારક નીવડયો છે. મને કોઇ પેલી જન્નતની પરી ગુલરૂખ સાથે પીછાન થઈ છે, કે જે પીરમહમદ પેશાવરવાલાની બેટી થાય છે."

"હા તે—તે ? હું પીરૂ પેશાવરવાલાને કંઇક ઓળખું છું ! તે પહેલા તો અહીંજ રહેતો હલો, પણ પછીથી પેશાવર ગયો હતો ને ત્યાં કોઈ સાથે પરણી રહયો હતો. તેજ કારીસ્તાનીને પેટની છોકરી તે આજે, સહુના મોંહડે ચહડી રહેલી ગુલરૂખ, માહતાબે તેણીને પીછાણી લેતા કહ્યું."

"માદર ગુલરૂખ ખુબસુરતીનો ગોયા નમુનોજ છે જો, નઝીરે ચલાવ્યું."

"એના પેદર પીરૂ કાકાના નીકાહ વાસ્તે તે વખતે કંઇ સારૂં બોલાયલું નહી; લોકો છચોક કહેતાં કે એની શાદીમાં કંઇ દાળમાં કાળું હતું." માહતાબ બોલી.

આવી ખુબસુરત છોકરી મેં મારી આખી જીંદગીમાં એક જોઇ નથી !" નઝીરે તેણીની તારીફ કરી.

"શું ગુલરૂખ તારી ધારેલી ઝરીનાં કરતાં પણ ખુબસુરત છે ?" ઝરીના નામની એક છોકરી સાથ તેની મરજી હતી કે જે ઘરની દાસી શીરીન પણ જાણતી હતી તેની યાદ આપતાં નાહતાબે પુછ્યું.

નઝીર જવાબ આપ્યા વીના ચાલી ગયો. શીરીન જે છુપીથી આ વાત સમજતી હતી તે નજીરના જવા પછી અંદર આવી.

"બાઇજી, સંભાળ, સાવધ રહે ! ગુલરૂખની જાદુઇ તમારા એક પુરા બેટા ઉપર અસર કરવા લાગી છે, તમારી પસંદગીની ઝરીન બાઇના દીલના પુરઝેપુરઝા થયા છે. તમારો બેટો ગુલરૂખ જેવી જાદુગરની મોહબતની જુલમી અને જાલીમ જંજીરમાં કેદ થયો છે અને તે બધી વાતની મને ખબર પડી ગઈ છે." અત્રે શીરીને બની શકતાં આગમાં લાકડાં લગાડયાં.

"અરેરે શીરીન એ તારી વાત સમજીને હું ગોયા જીવતી મરી જાઉં છું. અફસોસ મારા બેટાને કેમ ઉંધું સુજ પડે છે ?

—◆◇◆—

## પ્રકરણ—૯ મું.

એક દીવસ નઝીર પોતાના ખાનગી રૂમમાં એકલો પોતાની માશુકના વિચારમાં ગુલતાન થઈ બેઠો હતો. તેટલાં શીરીનને ત્યાંથી પસાર થતી જોઇ એટલે તેણે હાક મારી.

"જી હઝુર, શું હુકમ છે !"

"તું ભલે આ મકાનમાં સદાની રહે ! મારા ઘરમાં તારા જેવી વફાદાર આયાની બહુજ જરૂર છે. માટે શીરીન, તું મને આવકારદાયક છે." નઝીરે માયાથી જણાવ્યું.

"હું આપ હુઝુરના એટલા બધાં માનને લાયક નથી હું કનીજ છું, નાચીજ છું." એમ કહી ધુટણીએ પડી નઝીરનો ઠંડો હાથ પોતાની ચશ્મોમાં દાબ્યો અને કહ્યું—મારા રાહબર શેઠ, બોલો, મારી ઉપરના તમારા આટલા બધાં હેશાનનો બદલો હું કેમ અદા કરૂં ?

"હા ! એક રસ્તો તારે માટે ખુલ્લો છે; શીરીન તેં મને એકવાર

મરતાં બચાવ્યો છે તો બીજીવાર મારા પગમાં જે જુલ્મી જંજીર જકડાવાની છે તેમાંથી મને બચાવી લે! મારાં ગળાં ઉપર મારી પોતાની માદર જાલમ છુરી ચલાવવા માંગે છે તો તેને તેમ કરતાં અટકાવ! તારી શીરી જુબાનમાં એવો તો મીઠાશનો આતશ આમેજ થયલો છે કે તેના જોશથી મારી માતાનો ગુસ્સો મીણની તરેહ પીગળી જશે. બોલ, મારા ખાતર તું તઇયાર છે?" નઝીરે તેણીનો બરડો પસવારતાં કહ્યું.

"બ સરો ચશ્મ! શેઠજી, શીરીને હા પાડતાં કહ્યું.

"પણ તું સમજે છે કે કયાં દુઃખ માટે મારી ફરીયાદનો શોર મચાવું છું? નઝીરે પુછ્યું.

"જી નહીં!" તેણી જાણતી હતી છતાં નહીં જાણવાનાં ઢોંગ કર્યો.

"ત્યારે સમજ, કે મારાં માય ઝરીના સાથે મારાં નેકાહ કરવા માંગે છે. જ્યારે............"

"અહં આપ ઝરીના સાથે નીકાહથી જોડાવા માગતા નથી કેમકે તમારૂં દીલ લુટનાર ગુલરૂખ છે; ઓ તે નરગીસ ચશ્મ! ઓ તે શીરી સુખન! ઓ તેની જુબાં નરમ, ગોયા આપને માટે એક આફત છે! કેમ ખરૂં કેની?" શીરીને ટપેલું ચઢાવ્યું.

"આબાદ! એમજ! પણ તેં કેમ જાણ્યું કે મારૂં દીલ ગુલ તરફ દોડ્યું છે!"

"કેમ જાણ્યું? ઓ તે માશુબીને અલ્લાહે એવી તો બનાવી છે કે ખરા મરદ બચ્ચાની મોહબત ગુલરૂખ તરફજ દોડવી જોઇયે." શીરીને ભઠ્ઠી સળગાવી.

"પણ મારી માદરને હું કેમ સમજાઉ?" નઝીરને હવે શીરીન સાથે ભાઇ બ્હેન જેવું નાતું થઈ ગયું હતું જોકે કુદરતે પણ તેજ કર્યું હતું.

"સાંભળો, તમારા જીવનો, જીગરનો, તમારા મકાનનો અને છેલ્લે તમારી દોલતનો તમે પોતે માલેક છો તમારૂં જીગર તમને જે તરફ લઈ જાય ત્યાં જવાને આપ મુખત્યાર છો."

"બસ મારી સચ્ચી સલાહકાર, તારૂં કહેવું ખરૂં છે, હું હમણાજ મારી પ્યારી ગુલરૂખને મલીને હું તેના સાથ નીકાની આરજુ કરૂં છું." અને નઝીર ખુબ ખુશીમાં આવી જતી સ્થિતીમાં ગાતો ગાતો ત્યાંથી વીદાય થયો.

# પ્રકરણ—૧૦ મું.

તે નઝીરના થનારા સસરા પીરમહમદનું ઘર સાદુ સુતરૂં હતું, અને પીરમહમદને અકસ્માત થવાથી હાલ તે મરવા સુતો હતો અને છેલ્લાં વાકયો બોલતો હતો.

"બેટી તારા મરતા બાપ આગલ સાચું કહેવાને મને વચન આપશે?"

"બઅ સરો ચશ્મથી બાવાજી." છોટી ગુલરૂખે કહ્યું.

"બેટી હું તને આ દુનીયામાં એકલી અટુલી ને નીરાધાર છોડી ચાલ્યો જાઉં છું તેનો બડો અફસોસ મને થાય છે," એટલામાં નઝીર આવી લાગ્યો તેને અકસ્માતની ખબર નહીં હતી.

"બેટા નઝીર, "પીરમામદ દુઃખથી ગમ ખાતા બોલ્યો ગઇ કાલે મને મરણુતોલ અકસ્માત થયો છે અને હકીમે ધારતી આપી છે. હાય મારી પ્યારી બેટી ગુલરૂખનું હવે શું થશે?"

"સાહેબ, હું એને પાક મોહબ્બતથી ચાહું છું!" નઝીરે ઉમંગથી કહ્યું.

"ભલા હું તે માનું છું! બેટી, આવો જવાન લાખમાં એક સમજ. જીવતો રહે."

ગુલે પોતાના બંને હાથો શરમથી, પોતાના ચેહરા ઉપર ઢાંકી દીધા.

"બેટી, ગભરા ના! તું સારી રીતે જોઇ શકે છે કે મારો અંત પાસે આવતો જાય છે! તારી પાસબાની માટે નઝીર જેવા જવાનની તને જરૂર છે!" પીરમહમદ આટલુ બોલતાં બોલતાં થાકી ગયા.

"અરે બોલો, બાવાજી બોલો, હું શું કરૂ? તમારી છેલ્લી પલો આરામથી પસાર થાય તેમ શું કરૂં? તમારી મરજીને તાબે થવા તૈયાર છું." ગુલરૂખ દુઃખથી પુકારી ઉઠી.

"મારી છેલ્લી મરજી એટલીજ છે કે નઝીરને તારો હાથ આપ! તેણીને તારી જીંદગીના સુખ દુખનો ભાગ્યો બનાવ! એજ મારી છેલ્લી ઘડીની મરજી તને કબુલ છે?" પીરમહમદે પુછ્યું.

"હા બાવાજી મંજુર છે."

"શુકરાના! બેટા નઝીર, મારી બેટી આજથી તારા આશરે આવી છે; એને મોહબ્બતથી પાળજે એની ઉપર એવું વહાલ કરજે કે એ પોતાના માબાપની ગેરહાજરી ભુલી જવા પામે!"

હું એને મારા જાન કરતાં પણ વહાલી ગણી એની પાસબાની કરીશ.

નઝીરના આટલા શબ્દો સાંભળતાં અને ગુલરૂખની રાજી ખુશીથી મંજુરી મેળવ્યા પછી પીરમહમદ જરા શાંત થયો, પણ થોડો સમય જતાં દુઃખે પાછો ઉછાળો મારતાં તેનો પ્રાણ ચાલી ગીયો.

## પ્રકરણ—૧૧ મું.

(રાગ ભેરવી—તાલ—લાવણી.)

સાંપકો દુધ પીલા કે ઉછેર દો, ડંખ વોહ મારે અગર ન ચુકે,
દુર્જનકો સરપે જો બીઠાય, મારી દીયે બીન કબુહ ન ચુકે;
પ્યાજકો અરક કપુર મેં સીંચદો, બાસ કભી ખુશબુ નહી દેવે,
આસ નહીં રખીયે શીરીનસે, ઘાત કીયે બીન કબુહ ન ચુકે.

દોઢ વરસ બીજું પસાર થઈ ગયું છે, હાલ શીરીન મકાનમાં એકલીજ હતી અને પોતાનાં મન સાથ તરંગો ચલાવી રહી હતી.

"ચલો! પીરૂ કાકાને મરવાને છ માસથી થઇ ગયા, નઝીર ને ગુલ પરણીને પરવારી ગયાં અને ઘરના બધાં જણાં બાહેરગામ ઉપડીબી ગયાં! શું અલાહોતાઅલાની કરામત!"

"નઝીર સાથ પેહલી પીછાણ કરાવામાં શું તે ખુદાનો હાથ હશે? જેનો જાંન મેં બચાવ્યો તેનોજ જાન લેવાની પણ મારી સરજત! હાલ આખા આ મહેલમાં હું એકલીજ છું, જે ચાહે તે કરી શકું એમ છું." આવા વિચારોથી શીરીન બાગમાં લટાર મારતી હતી તેટલાં કોઇ અજાણ્યો સખશ ત્યાં આવી લાગ્યો."

"એ કોણ છે?" શીરીને પુછ્યું.

"બાઇજી ગુલરૂખ પીરમહમદ પેશાવરવાળા અહીં રહે છે?"

"અંહં તમે ગુલરૂખને પુછો છો?—જી હાં! કેમ શું હુકમ છે?"

"હું જરા તેમને ખાસ મલવાં માંગુ છું! મારે જરૂરી વાત કરવી છે."

"હં, મલવા માંગો છો? તમે અહીંના રહેવાસી નહી હોવ, કેઠેથી બહારગામથી આવ્યા હશો? આપનું મુબારક નામ?"

મારૂ નામ—"કરીમખાન છે, આપનું નામ જાણવાની રજા છે જી?"

"મારૂં નામ શીરીનબાનુ."

"હા! નામ મુજબ કામ? ખરેખર તમારો શીરીં મુખડો કોઇ પણ જોનારને છક કરે એવો છે. હું તમને જોઇને નેહાયત ખુશ છું. કરીમે ચઢાવા માંડયું."

"આપ કોઈ ગુલરૂખ બાનુંના ખેશી છેવો?" શીરીને પુછ્યું.

"જી હાં, મારો લગભગ અરધો જનમજ એની સંગતમાં ગયો છે! અમે બે સગા કરતાં પણ વધારે છીયે."

"હંઅ! અને તે મુંબઈમાંજ કે?" શીરીને પૂછ્યું.

"જી નહી પેશાવરમાં!" કરીમે જવાબ વાળ્યો.

શીરીને ચોંકીને પુછ્યું, "શું, પેશાવરમાં?"

"વારૂં બાઈ મને જરા કહેશો, એવન હાલ ઘરમાં મલશે કે?"

"જી નહી! એવણ તો બહારગામ આજ ઘણા દીવસ થયાં હવા ખાવા ગયાં છે!"

"બહારગામ? ત્યાં કોણની સાથે ગયાં? પીરૂકાકાને વળી એ શું શોખ થઈ આવ્યો? કરીમે અજાયબીથી પુછ્યું."

"બાઈ, ત્યારે તમો છેલ્લાં વરસમાં બનેલા બનાવોથી અંજાણ દીસો છો! શીરીનેં સમજાવ્યું."

"જી હા, હું પેશાવરથી મારા ધંધાને લીધે પાછો પેરીશ ગયો હતો અને ત્યાં હું લગભગ સાડા ત્રણ વરસ સુધી રહ્યો."

"હં તેમાંજ; પીરૂ કાકા તો આજ ઘણા મહીના થયા મરી ગયા ને—"

"હેં, મરી ગયા? ઘણઅર્ણુંજ અજબ જેવું! ત્યારે ગુલનું શું થયું? તે બાહેરગામ કોણ સાથે ગઇ છે?" કરીમે ઇંતેજારીથી પૂછ્યું.

"વળી કોણ સાથે જાય? તેમના ખાવીંદ સાથે."

"એટલે તેવણ શું પરણી પણ ગયાં?"

"જી હા," શીરીને આ વાતમાં ઉલટ લેતાં કહ્યું.

"બહુજ તાજુબી! શીરીનબાઈ મને કહેશો કે તેણી કોણ સાથ પરણી?"

"દોલતવાન સોદાગરના છોકરા નઝીર સાથે!"

શીરીને મનમાં વીચાર કર્યો કે આ જવાનના હાથથી ગુલના ભેદનો પત્તો કાંઇ હાથ લાગે ખરો! જો તેમ બને તો મારા કીનામાં નવું જોર મલે! એવા ઇરાદાથી પુછપરછ ચાલુ રાખી.



## પ્રકરણ—૧૨ મું.

"નહીં, કદી નહીં! આવી બેઇમાની, આવી બેવફાઈ, હું કદી ચાલવા દેનાર નથી! હું એનો બરોબર રસ્તો કરીશ! ત્યારે આપ કોણ? કરીમે પુછ્યું."

"હું અહીંની દાસી છું." શીરીને સાદાઇથી કહ્યું.

"તમારા જેવી એક ઉમરાવી તોર, માહતાબી મુખડાની એક બાનુ

તે નોકરડી–દાસી ! અહા ! હું કદીજ માની શકું નહી ! હું ધારું છું કે તમો બાઈ મારી મશકરી કરો છો ?"

"અસ્તગફુર અલ્લા ! હું તમારી મશકરી કરૂં ? નહી જનાબ, એ મારાથી નહી બને ! હું એક અદના દાસીજ છું !" શીરીને મનમાં વીચાર્યું કે હા ! આ જવાનથી મારા કામની અરધી અરધ ફતેહ થાય એમ લાગે છે. પછી કરીમને પુછ્યું "શું તમારૂં કોઈ બેશી યા પીછાણવાલુ અહીં મુંબઈમાં નથી ?"

નહી, મારાં બેશીઓ છે પણ તે પેશાવરમાં છે. અહીં ગુલરૂખ સીવાય હવે મરૂં ઓળખાણવાળું કોઈ નથી." કરીમે કહ્યું.

"ત્યારે ફક્ત ગુલરૂખબાનુંને ખાતરજ તમે આવ્યા હશો ! શીરીને પુછ્યું

હા નવ્વાણું ટકા તો તેમજ ! કરીમે કહ્યું.

"ત્યારે એક ટકો !"

"મારો ધધો !"

"તમારો ધંધો શાનો ?"

"ફોટોગ્રાફર યાને તસ્વીર ઉતારવાનો."

"હં વાહ, ત્યારે તો તમે ગુલરૂખબાઇનો ચેહરો પણ પાડયો હશે !" બાહોશ શીરીને વાત ચીતમાં તેને પકડમા–લેવા માંડયો.

"બેશક, એની તસ્વીર જેમ મારા દીલના રગેરગમાં કોતરાયલી છે તેમ મારા હાથની પીછીથી પણ બનાવી છે ! મગર, ગુલ શું ખરા પ્યારથી પરણી તમે એમ કહી શકશો ? કરીમે પુછ્યું.

"બચીતજ !"

"હા ! બેવફા બેવફા, જેવી રીતે મારો જાન તેના ઉપર સદકે કીધો છે તેવી તરેહ હું માનું છું કે આખી જહાંનમાં કોઇપણ મરદે કોઇ ઓરતને ચાહી નહી હશે ! અફસોસ તે બાહરથી ખુબસુરત દેખાતી પુટલી બાતેનમાં આવી બેઇમાન ?"

શીરીને કરીમખાન આગળ આમ લાકડાં લગાવ્યા કે "ગુલરૂખબાઇ આવશે ત્યારે કદાચ તમુંને પરણવાના આપેલાં વચનથી તમારી માફી ચહાશે !"

"બેશક, તેના માય બાપનો છુપો ભેદ હું જાણું છું તેથી તે બેબાખરી બની જશે, મને જોઇ ગભરાશે, પણ હું તેનો પીછો છોડનાર નથી."

"હા ખરા, એ શું ભેદ છે ?" શીરીને આતુર થઇ પુછ્યું છેલ્લે છેલ્લે નઝીર શેઠની ચાહદી ઉપર એ વાત બહુજ ચરચાતી હતી."

"જો કે એ ઘણીજ છુપી બાબદ છે, પણ તમો સમજુ બ્હેનનાં વીસવાસમાં તે ખાનગી રહેશે એમ હું ધારૂં છું."

"મારા મોટેના એવા માન માટે હું તમારી ખરેખર અેહસાનમંદ છું!"

"કરીમે બોલવા માંડ્યું–"સાંભળો, હું નાનો હતો ત્યારે સુરતમાં હતો પણ, ફોટોગ્રાફર તરીકે પેશાવર ગયો, એક દીને ત્યાં એક ઘણીજ ખુબસુરત છોકરી રડતી મેં જોઇ, તેણીએ કહ્યું કે મારા પેદર ઘણાજ સીક છે, મારે ત્યાં બીજુ કોઇ નથી હું ડોકટરને તેડી લાઉં તેટલાં મારા બાવા આગળ બેસો."

મારી અજાયબી વચ્ચે તે પીરમહમદ બુઢો મારો ઓળખીતો જણાયો, તે સુતેલો હતો, તેની નજદીક એક કાગળ પડેલું તે મેં ઉંચકી સાચવી રાખ્યું હતું. આ તે લેવો ને વાંચો. તે કાગળમાં શું લખ્યું હતું ? તે શીરીને નીચે મુજબ વાંચ્યું.

---

મારી ધણીયાણી જોય,

આજે વરસો ઉપર જે તાર મારા ગુજરવાનો તારી ઉપર મોકલયો તે વહન ખોટો હતો, કારણ કે હું એક બીજી ઓરતના ફંદામાં પડયો અને તારેથી બેવફાઇ કરી, તેને પેટની એક છોકરી આજે ૧૪ વર્ષની થઇ છે, આ ચીઠી તું વાંચશે તે અગાઉ હવે ખરેખર હું મરી ગયલો હોઇશ ખોદાને ખાતર મારી એ છોકરીને તારીજ ગણીને તેણીને પાળી પોશીને મોટી કરજે.

લી૦ તારો પાપી ખાવીંદ

---

"વાહ, આ તો ખરેખર ભેદી કાગળ છે. તેની પેલી બીજી ઓરત કોણ હતી ને પેલી છોકરી—?" શીરીને પુછ્યું.

કરીમે સમજાવ્યું. "હું તેજ વાત પર આવું છું. તેને બચુમીયાંનું પોતાનું અસલ નામ ફેરવી પીરમહમદ રાખ્યું હતું મેં તેનો વીશ્વાસ જીતી લીધો; મને તેને બધી હકીકત કહી દીધી, તે એ કે બચુમીયાં ઉર્ફે પીરમહમદ સુરતથી ધંધા માટે પેશાવર આવ્યો. તે પછી તે પેરીસ ગયો ત્યાં એક હોટેલમાં ઉતર્યો ત્યાંની એક છોકરી સાથે તેને ઓળખ પડી, પણ તેની ખરચી ખુટી તેથી એક

જણના ચેક ઉપર ખોટી સહી કરી નાંખ્યાં તેને ત્યાંની બેંક મારફતે મેળવ્યાં ! તેનું પાપ ફુટ્યું અને તેને જેલની શીક્ષા થઇ. તેની ચોરીની ખબર પેલી ઓરતેજ પોલીસને આપી હતી એમજ તેને જાણ્યું, ત્યારે તેના પર તેને વેર પાછળથી લીધું, તે એમ કે જેલમાંથી એક તક સોધીને તે નાહસી ગયો. તેજ રાત્રે તેની ઓરતનાં ઓરડામાં ઘુસી તેના બધા પૈસા લુટી લીધા અને સાથે છોકરીને પણ ઉચકી નાસી આવ્યો અને તેના એક દોસ્ત (મરનાર સોદાગર) ને ત્યાં ઉતર્યો, ત્યાં એક દહાડો નીંદમાં તેના કપડાંમાંથી જેલની નીસાણી તેના જોવામાં આવી હતી." હવે શીરીનબાનું તમે જોશો કે ગુલરૂખ તેજ છોકરી છે કે જે પેરીસની મડમને પેટની હતી એને કેહી પીરમહમદ તેણીને દગાથી ચોરી લાવ્યો હતો."

"ઓહો ત્યારે ગુલરૂખનો બાપ એટલો દગાબાજ હતો !"

"અરે જેવો તેવો દગાબાજ સો મવાલીમાં એકજ એવો બાજાદ હશે પણ હવે મને પુરૂંજ બોલી લેવા દયો." કરીમ ઉતાવળમાં બોલ્યો.

"આવી તરેહની બચુ અથવા પીરૂની હકીકત જાણવા છતાં ગુલરૂખ તરફનો મારો પ્યાર કાંઇ કમતી થયો નહીં. અમે બંને જણ એકમેક સાથ શેહાદીના ગાંઠથી જોડાવાને કોલથી બંધાયાં ! પણ પાછળથી પીરૂ કાકો મોહતની બીમારીમાંથી સાજો થયો, મારે કામસર બીજે ગામ જવું થયું, તેટલા તેનો લાભ લઇ, તે મને પણ દગો કરવા મારાથી છુપો દુર દરાજ અહીં નીકળી આવ્યો. હવે મારી હકીકત સાંભળી લેવાના ઇનામમાં મને ચોકસ જણાવો કે બહાર ગામથી તેઓ નહી ક્યારે આવવાના છે ?" કરીમે પુછ્યું.

આવતા જુમ્માના દીવશે જરૂર આવશે એવો મને કાગળ મળ્યો છે અને મકાન નોકરો પાસે સાફસુફ કરાવવા મને જણાવ્યું છે."

ત્યારે તો હું સનીસચરે ચોકસ આવીશ. તકલીફ માફ સલામ.



## પ્રકરણ—૧૩ મું.

ઇશ્કને તેરે મુજકો દીલ, ક્યા ક્યા સીતમ દેખા દીયા,
અયશો ખુશીઓ જીંદગી, સારા જેહાં ભુલા દીયા.—ઇ.
મૌતસે આગે મર ચુકી, નેકી બદીસે કીયા ગરઝ,
હસ્તીસે બેકે વા આદમ, જામે બકા પીલા દીયા.—ઇ.

જુમ્માને દીવશે તેઓ સઘળાં બાહેર ગામથી આવી પુગ્યા હતા.

બીજે દીને ગુલરૂખ ચેન્જપર બહારગામ ફરી આવ્યા પછી એટલી વીચાર કરવા લાગી કે "અહા નઝીર સાથની મારી દુન્યા કેવી સુખી છે? ખોદા એવીજ મહેર રાખે તો કેવું સારૂં ?"

એટલામાં કરીમ આવી લાગ્યો, તેને જોઇને ગુલરૂખ ગભરાઇ ગઇ

"કેમ બાનુ મને ઓળખો છો ?"

"કોણ કરીમ ?"

"હા હું તેજ તમારો માનીતો, જાન કરતાં પ્યારો તમારા બાપની જીંદગી—"

"અરે ચુપ!" કરીમનું મોંહ દાબી લેતાં તેણી ગભરાટથી બોલી."

"ખઓાત અચ્છા, તું વધારે બોલવા દેતી નથી તો હું અહીંથી રૂખસદ લઇશ, પણ યાદ રાખજે હવે પછીની મારી વર્તણુકથી તને મારી સાથ વધારે બોલવાની ફરજ નહી પાડે!" કરીમ આમ ભરમ અને બપકામાં બોલીને ત્યાંથી જતો રહેતો હોય એવો દેખાવ કરવા મંડયો.

"નહી! નહી! કરીમ, એમ નહી બનશે! તું મારી સાથ તોડ છોડ કરીને ના જા! બોલ તુને શું જોઇએ છે?"

"મારો હક, તારૂં દીલ." કરીમ દમામથી કહ્યું.

"મેં તારી સાથ બેવફાઇ કરી નથી, જે કરમમાં લખાયું હોય તેની સાથ નીકાલ થાય; બસ હવે પ્યાર શીવાય તુને કંઇ પણ જોઇયે તો તેની માંગણી કર." ગુલરૂખે કરગરતાં કહ્યું.

"એટલે મને શું એટલો નીચ સમજે છે કે મારો પ્યાર હું પૈસાના બદલામાં વેચી નાંખું? શું તું મને એટલો કનીશ્ટ ધારે છે? તેં તથા તારા બાપે આપેલું વચન તોડી તું બીજા મરદ સાથ કેમ જોડાઇ? કેવું શરમ ભરેલું? કેવી બેવફાઇ? અફસોસ દુન્યાની સઘલી ઓરતો આવી રીતે વફાદારીનું ખુન કરતી હશે? કરીમ ગુસ્સાથી લાલ થતાં બરાડી ઉઠયો."

"ભાઇ આસ્તે આસ્તે! કોઇ સાંભળશે તો મને આ ઘેરમાં રહેવું પણ કઠણ થઇ પડશે. અમે પેશાવરથી મુંબઇ આવ્યા કારણ કે—"

"કારણ એજ કે હું ભેદ ખુલ્લો કરૂં, તેથી તારા પપા બીહધા એજ કેની?" કરીમે ઉશકેરાઇ પુછયું.

"હા એજ? ઓ હું મુંઇ, ખરેખર તુંને દગાબાજ નીવડી! એમ

બોલી ગુલરૂખ કરીમની ખાંધ પર માથું નાંખી રડવા લાગી."

"ઓ, હું તુંને પરાઈ ગોદમાં દબાતી કેમ જોઇ શકું? અહા! તેં મને જીવતો મારી નાંખ્યો છે, તારા દીદાર જોવા વગર હું દીવાનો બની ગયો હતો!" કરીમે રડમસ બની કહ્યું.

"પ્યારા ભાઇ, મને માફ કર હું મારા, ખાવીંદ સાથ તારી ઓળખ કરાવીશ! તે તારી સાથ જરૂર દોસ્તી બાંધશે. એટલે તું મારા ખાવીંદના દોસ્ત તરીકે દરરોજ તારી બેહનના દીદાર જોવાને આવ્યા કરજે! કેમ ઠીક કે નહી?" ગુલરૂખે કહ્યું

અત્રે બન્નેની વાતચીત ચાલતી હતી તે શીરીન છુપીથી સાંભળી રહી હતી.

"અચ્છા, હવે તું મને ક્યાં મલશે?" કરીમે ગુલરૂખને પૂછ્યું.

"પાછો આ જગા પરજ તું મને મલજે! હું એને મારી ઓઇલ-પેન્ટ છબી પડાવવાની બોહસ કરીશ અને તે હા કહે તો પછી એ માર્ગે હું તારી સાથ તેવણુની ઓળખાણુ કરાવવાની તક લઇશ."

"કોઇબી બાહને તું મારી થઇ જા, ચાલ હાલ તો હું જાઉં છું અને મને જલદી મળવાનો બંદોબસ્ત કરજે" અને કરીમ ત્યાંથી વીદાય થયો.

"ખુદા જાણે કે મારાં કીસમતમાં શું લખ્યું હશે કરીમ મને ફસાવશે, મારા શાદીના સુખમાં બંગાણુ પાડશે કે શું મને એ કરીમનો બહુજ ખોફ થાય છે અને શું રસ્તો કરવો તે સુઝ પડતુ નથી. ગુલરૂખે વીચાર્યું."

તેણી ગમીથી માંથુ ઝુકાવી બેઠી હતી તેટલાં નઝીર બાહેરથી આવી લાગ્યો અને પોતાની બોહરદારને ગમગીન જોઇ અજબ થયો.

"કેમ પ્યારી, આજે એટલી તું દલગીર કેમ?"

"નહીં વહાલા, તેવું કશું નથી! મારા પેદર સ્વપ્નામાં આવ્યા હતા તેમની એક નાની તસવીર છે તે મોટી રંગીન કરાવ્યે એવી મારી મરજી છે, હમણાજ વેલાતથી આવેલો એક આર્ટીસ્ટ પાસેના હોટલમાં ઉતર્યો છે એમ મેં સાંભળ્યું છે તે મારા પેદરની તસવીર અચ્છી રીતે ઉતારશે."

"એમાં શી મોટી વાત બસ એટલીજ વાત માટે દલગીર થઈ ગઇ? હા, હા." નઝીર ખુશ મીઝાજે બોલી પડયો.

ઠીક છે તેને બોલાવજે અને હું ગોઠવણુ કરીશ. તેને ધીરજ આપી.

"પ્યારા, તમારી તેમજ માતાજીની પણ એક મોટી તસ્વીર કરાવ્યે."

"એમ તારી મરજી છે! ત્યારે તો મારા બાવાજીની તસવીર પણ સાથે સાથે રંગીન કરાવી લઇએ. એને આપણા મકાનમાંજ એક રૂમ આપ્યે કે જેથી બધી તસ્વીરોનું કામ તે નીરાંતથી કરી શકે કેમ ઠીક કેની?"

"કહે છે કે છબી આબેહુબ જાને જીવતાં જાગતાં માણસ જેવી ખાંચે છે ડીયર, મને કેવું ગમે છે કે એવો એક હુન્નર હું બી શીખી હતે!"

બીજે દીવશે કરીમખાન પોતાના ફાંકડા લીબાસમાં હાજર થયો.

નઝીર તેને દાખલ થતાંજ સાંમો મલ્યો. "ઓહો! કોણ કરીમ! એ તો સ્કુલનો મારો જુનો દોસ્ત? એમ કહી તેને સેકહેંડ કીધી "તને જોઇને ખુશી છું, જોની દોસ્ત? મારી વાઇફને ફોટોગ્રાફીનો ઘણો શોખ છે એ તુંને એકેક પછી ત્રણ ચાર છબીઓ એનલાર્જ કરવા આપશે ને તે તું બાજુના કમરામાં જે મેં તારા વાસ્તે રાખ્યો છે, ત્યાં તું બનાવજે ને થોડા દહાડા તું મારો જુનો દોસ્ત મારા પરોણા તરીકે અહીંજ રહેજે.

"બહોત ખુબ. હોટલમાંથી મારો સામાન મંગાવી લાઉં છું." કરીમે પણ તે આવકારના પ્રમાણમાં તાજીમ તવાજથી જવાબ દીધો."

નઝીર તેને ઓરડો બતાવવા સાથે લઇ ગયો અને ખાવા પીવાનું ત્યાંજ રાખી પોતાના મહેમાન તરીકે કાંઇ પણ જોઇતું કરતું માંગી લેવાને કહ્યું. અને તસ્વીરો પેન્ટીંગ કામનો સામાન લાવી કરીમ ત્યાં ઠરી ઠામ થયો.

બીજે દીવસથી તે પોતાના કામપર મંડી ગયો, ગુલરૂખ અવાર નવાર નઝીરની ગેરહાજરીમાં તેના રૂમમાં જતી આવતી હતી અને પોતાની સાસુ નણંદ કામમાં રોકાયલી હોય ત્યારે કરીમની જુની મોહબત પ્રમાણે તેણી તેને પ્યાર પણ કરતી હતી...આ તેમના વચ્ચેની છુપી મોહબત શીરીનથી છુપી નહીં હતી તે છુપકને જ્યારે ત્યારે તે પ્યારાંઓ ઉપર નજર રાખતી હતી.

## પ્રકરણ—૧૪ મું.

ક્યા કરે ભરોસા હય જહાંકા ખરાબ,
યાર ગાર સારે બેવફા બને;
હય બુરા જમાના આજકા જનાબ,
કે ખુબ હમમે રંજે ઑર દે આજાબ ?—ક્યા.

'નઝીર પોતાના ઓરડામાં બેઠો હતો અને વીચારથી ફારેગ થવા પછી નોકરને બોલાવ્યો નોકરે પુછ્યું."

"કુચ હુકમ હય જનાબ ?"

"શીરીન હાદર હય, ઉસકુ બુલા લાઓ !"

આ હુકમ સાંભળી નોકર ગયો અને શીરીનને મોકલી આપી, શીરીને આવતાં સાથ પુછ્યું

"કેમ સાહીબ, કંઇ આપનો હુકમ ?"

"જોની બ્હેન, મારે તારી સાથ કંઇ અગત્યની વાત કરી તારી સલાહ લેવી છે, તું તે આપી શકશે ?"

"કાં નહી જનાબ ? હું આપના પગની ખાક–એક દાશી, તમે જે હુકમ કહો તે બજા લાવવા તઇયાર !"

"હું તો તુને આપણી ઘરસંસારી બાબત વીશે કંઈ પુછવા ચાહું છું !" નઝીરે અચકાતાં, અચકાતાં કહ્યું.

"બેલાસીક પુછો સાહેબ, હું હાઝીર છું ?'

"આપણા ઘેરમાં કરીમ તસ્વીરવાલા કામ કરે છે તેની ચાલચલણ કેવી છે, તે સારો છે કે ?" નઝીરે અચકાતાં અચકાતાં પૂછયું.

"અહા ! અકસર કરી તેની ખુબસુરતી કોઇ ઓરતનું દીલ લલચાવે તેવી છે અને કેઇબી ખાવીંદને તે શંકાશીલ બનાવે એમાં શક નથી." શીરીને સ્ત્રી ચરીત્ર ચલાવ્યાં.

"શાબાસ ! સાંમાના પેટમા શું છે તે પારખી લેવાની તારામાં અજાયબ શક્તિ છે ! કરીમ અને ગુલરૂખ વચેનો સંબંધ કેવો છે ? કારણ કે મને થોડો વહેમ હતો, મગર તારા શબ્દોએ મને ચોંકાવ્યો છે ! કે ખરો ભરમ શું છે ?" નઝીરે કહ્યું.

"શુ કહું ? જો બોલુંતો ગુલરૂખ તેમજ મુન્નીબાઈ બંનેથી હું બુરી થઇશ." શીરીને સરારત ચલાવી.

"એટલે, શું મારી બહેન પણ કરીમ ઉપર શીદા છે!"

"તમારી ગુલરૂખ જેટલી તો નહીંજ!" શીરીને શાંતીથી કહ્યું.

"એટલે શું મારી બૈરી એક તાકીત છબી પાડનાર સાથે એટલી છૂટ લેવાની હીંમત કરે છે કે જે મારી બહેન સાથની શીદાગીની કરતા વધી જાય!" નઝીરે ખુબ ઉશ્કેરાઈ નવલ કર્યો.

"એટલું બધું તો નહીં હોય, હું મોહડેથી કંઇ કહી શકતી નથી, ખરો ઇલાજ એજ કે બંનેના ઘરાં પરાં તમે નજરો નજર જુઓ, અને પછી તમને ઘટતું લાગે તે કરો!"

અત્રે શીરીન બારી આગળ થુંકવા જતી હતી તેટલાં કરીમ આગળ ઘુંટણીએ પડી, કાલાવાલા કરતી ગુલરૂખ તેણીને બગીચામાં નજરે પડી. શીરીને આંગલી કરી નઝીરને તે કૌતક દેખાડયું અને નઝીર તે તરફ જોય તેટલાં શીરીન ત્યાંથી ચાલી ગઇ.

નઝીર તરત વેળા તે જોઈ ગમ ખાઇ ગયો, થોડીવાર પછી ગુલરૂખ આવી લાગી.

"કેમ કાંહ ગઇ હતી?" નઝીરે ગુસ્સાથી ગરમ થઇ પુછ્યું.

"જરા બાગમાં ફરવા!"

"કોણની સાથે!"

"ગુલરૂખ ખામોશ રહી."

"અરે બોલની દમ કેમ બંધાઇ ગયો? નાપાક ચુરેલ બેવફા! તું નહી બોલતી એજ દેખાડે છે કે તારા મનમાં કેટલી બેવફાઇ છે? ઓ નાસજા, હું તારાં બધા ફેલ જાણું છું! તું એમ ના સમજતી કે હું તારાં મકરથી અંજાણુ છું."

ગુલરૂખ નીચી મુંડી રાખી બોલી. "ઓ નહીં, નહીં, હું તદન બેગુનાહ છું!"

"ઓ સુફેદ સાલામાં સંતાયલી સાંપણ, તું જા—મારી આગળથી તારૂં કાળું કર! તારૂં મોહડું બાળ! નઝીર એકદમ છેડાયો."

"પ્યારા નઝીર, ખુદા કસમ તુજ પ્યારાની વફાદાર છું! મારી પર રહમ કર." ગુલરૂખ ગળગળા અવાજે બોલી.

"રહમ, હેં—હેં, રહમ? જા બાગની અંદર પેલા છબીવાલાને ગુઠણ મંડીએ પડીને રહમ માંગ!" નઝીરે બારે ગરમ થતાં તાંકો મારયો.

આ શબ્દો સાંભળી ગુલરૂખ ખરી બીના સમજી જઇ ગભરાઇ ગઇ અને બોલી—"ઓ ખાવીંદ, પહેલાં મારો ખુલાશો સાંભળો પછી તમુંને મરજી હોય તો મને મારી નાંખજો !"

"કદી નહી! હરગીઝ નહી, તારા નીચ અને હલકા મોઢાંનો એક પણ શબ્દ હવે હું સાંભળવા માંગતો નથી. બસ જા!' નઝીર બરાડ્યો.

"જો ખુદાને વાસ્તે તો—"

"ગુલરૂખે ગુઠણ મંડયે પડીને કાંઇ કહેવા માંગ્યુ, પણ નઝીરે એક મજબુત તમાચા સમેત તેણીને જમીન ઉપર ઉંધે મસ્તક પાડી નાખી અને ગુલરૂખ બેસુદ્ધ થઈ ગઇ, તેણી ઉપર ભારે ગુસ્સાથી એક નજર પણ કરવા વગર નઝીરે ત્યાંથી ધીક્કાર સાથ ચાલતી પકડી."

* * *

આ પ્રમાણે તે ખાવીંદ અને મોહરદાર વચ્ચે ઝઘડો તોફાન હવે રોજનું ચાલુ રહ્યું.

"એક દીવશે માતાએ પોતાના બેટાને કહ્યું, તો શું એમના એમજ તમે માટી બૈયર રહેવાના કે? બાકી પહેલે તો જીવ પ્રાંણ કાઢી આપતો હતો ને હવે એક શાનુ અંતેરૂ જુલ્મ કરી રહ્યો છે?"

"તેનો સબબ મોતેબર છે માજી" નઝીરે કહ્યું.

"ગમે તે હોય, તેના બદલામાં તારી બૈરીને તું ગમે તે શીક્ષા કર, પણ આપણાં હરતાં રમતાં ઘેરમાં રોજ રોજનાં એ મોહ રૂસ્નાં, નહી જોઇએ."

"મારૂં તો ઘણું મન થાય છે કે એ પાપી કંગાળ ઓરતનું ખુન કરૂં. અહા ! અગર શીરીન તે વખતે મને નહી રોકતે અને તે નાહસી નહી ગયો હતે, તો તે નીચ છબીવાળાનું ત્યાંને ત્યાંજ હું સીનું ફાડી નાંખતે મને નહીં ખબર કે એ એક દગાબાજ દોસ્ત નીવડશે."

"બેશક, એક વફાદાર દાસી તરીકે એને ઘણુંજ નેક કીધું, પણ બેટા, હવે તું કજીયાનું મોંહ કાળું કર! કોણ જાણે એનો ખરેખરો કસુર છે કે નહી? વળી તારા જનમે કોઇ નજુમીએ તારે વાસ્તે બહુ બુરો હાલ જોયો છે તેનો મને સદાનો ડર છે."

"તમારી ભુલ છે! એક પારકા મરદ સાથ બાગમાં એકલી જાય, કલાકો સુધી વાતો કરે, વળી મેં નજરે જોયું તેમ ગુઠણ મંડીયે પડી

તેની હજુર ફાલાવાળા વટીક કરે ત્યારે તેનો અર્થ શું? મારાં કલેજાંમાં, શું થાય છે તેનું વર્ણન હું કરી શકતો નથી. હા! માતાજી એને મારા ઘરમાંથી કહાડો નહી તો હું એમો પ્રાણ લઇ આ—"

એક ઘણીજ મોટી ચીસ સાંભળી સઘળાં દોડી આવ્યાં તે ચીસ નઝીરની માતાની હતી, કારણકે નઝીરે જે શબ્દો ગુસ્સામાં ઉચ્ચારીયા તે પથીકવરસ ઉપર નજુમીએ કરેલા વરતારાનું પરીણામ નીપજાવે તેવા હતા.

ગુલરૂખ બીમાર પડી ગઇ અને કરીમ ઘરની બાહેર રવાના થયો.



## પ્રકરણ—૧૫ મું.

અપને જાનીકો હમ ફુસલાએ લાયેંગે—અપને.
રૂઠકે હમસે જહાં ગયે હો,
વહાં જાકે ન હમ મનવાએ લાયેંગે—અપને.
તું તો મહોબતમેં મશહુર હય કામીલ કાતીલ,
નર્મ કયું હો ગયા ઇસ વખ્ત તેરા દીલ કાતીલ;
અબ કરીબ આ ગઈ હય મેરીભી મનઝીલ કાતીલ.
છોડે જાતા હય મુઝે કાસ લીયે બીસમીલ કાતીલ,
તુમકો પ્યારે છબીલે રસીલે બુલવાએ લાયેંગે—અપને.

ગુલરૂખ બીમાર હાલતમાં બેઠી હતી, બાજુમાં શીરીન વાત પર વાત કરતી બોલી—"તમોને ખબર કે બાઇજી?"

"શું?" ગુલરૂખે કરાજીથી પુછ્યું.

"તે દીને તમે ઘણાંજ બીમાર હતાં ને હું તમારી દવા લેવા જતી હતી ત્યારે રસ્તામાં કરીમ શેઠ મળ્યાં હતાં."

"તેનું નામ બાર" ગુલરૂખે કહ્યું. "તેને લીધે મને કેટલું ખમવું પડયું, બોલની તે કંઇ મારે વીશે બોલ્યો હતો કે?"

"જી હા ઘણું, મેં પુછ્યું કે તમે આટલા દીવસ ક્યાં હતાં, તે કહે જે સુરત ગયો હતો!" શીરીને ટુંકામાં કહી આગ સળગાવી.

"સુરત! અફસોસ!! હજી મારે માંથે વાદળ ઘેરાયલું છે કે શું? હજી દુઃખ ખમવાનું મારે વરે આવ્યું છે કે શું? રખે સુરત જઈ આવીને કંઈ "ઑરનું દોર" કરે!" ગુલરૂખે ગમખ્વારીથી વીચાર્યું.

એક દીવશે કોઇ એક ચીઠી આવી— શીરીન જાણે જાણતી નહીંય તેમ છુપાઇ ગઇ. ગુલરૂખે એકલીએ તે નીચે મુજબ વાંચી.—"

**મારી વહાલી માઆશુક,**

તારેથી છુટા પડયા પછી મેં મનને મુક્યું કીધું છે. તોપણ એક રહેમને ખાતર આ લખું છું! આજે રાત્રે ૧૧ વાગે ઘરમાં સરવે સુતા પછી મને દરીયે કીનારે નાનાં ઝુપડાં આગળ મળજે. હું તારા લાભની કંઇ નવીજ ગોઠવણ કરવા ચાહું છું. હું તુંને તારે ઘેરજ આવીને મળતે, પણ હું જાણુંછું કે તેમ કરવું હવે જોખમ ભરેલું છે. યાદ રાખજે મારે ખાતર નહીં તો પેલી વાતને ખાતર તુંને જરૂર આવવું જોઇશે. નહી તો તેનું પરીણામ ઘણુંજ બુરૂં નીપજશે.

લી૦ તારો કરીમ.

ચીઠી વાંચ્યા પછી ગુલરૂખ મનમાં પટપટી. "એ લખે છે તેમ એક વખત મલીને જે તે લટકો ફટકો કરી નાંખું. તે પછી તેણીએ ચીઠીનો જવાબ લખી કહાડયો અને શીરીનને બોલાવી.

"શીરીન—ઓ શીરીન!"

"જી આવીજી શું હુકમ ફરમાવોજી!"

"આય ચીઠી કરીમ શેઠને જરા પોંહચાડી આવ, પણ તું જાણે છે ને, નઝીર શેઠથી આ વાત છુપી રાખવી જોઇયે તે?"

જી હા, મને તે કહેવાની કાંઇ જરૂર નથી, મને કરીમ શેઠ નજીકમાંજ રહે છે તેનું ઠેકાણુંબી ખબર છે.

"ગુલરૂખ ત્યાંથી ચાલી જવા પછી શીરીને પાણીનાં ટીપાં નાખી સંભાલથી પરબીડું ખોલી વાંચ્યું."

"અહા! એ બાત હય? ત્યારે તો મારા ઇન્તેકામનો દાવપેચ આણા-નીથી ખેલી શકાશે."

શીરીન ખુશીમાં આવી જઇ એકલી એકલી નાચવા ને ગાવા લાગી.

"ઓ તેગ તેગ ઓ તેગે આબદાર,
આજ તુઝે દુંગા મંય તેરા શીકાર;
પ્યાસી એક બાર, રહી ખુનખાર,
લે પહલા શીકાર—ચલકે ઉસકો માર.

છોડું છોડું મય ઉસે નહીં જીન્હાર,
ઓ મારે ઇન્તેકામ તું હો જા તૈયાર."

દુરથી નઝીરને આવતો જોઈ શીરીને પેલું કવર જેઅમાં છુપાવી લઈને કશામાં હોય નહીં તેમ સરખી થઈ ગઇ.

"સારૂં થયું કે તમે કરોકટ વખતેજ આવ્યા છો," શીરીને નઝીરને આવતો જોઈ કહ્યું, હું એક ઘણીજ અગત્યની વાત તમને ખાનગીમાં કહેવાની હતી..."પેલો કરીમ તમો તરફનું અપમાન ખમી ચાલી ગયા પછી, ઘણા દીવસો થયા પછી અહીં પાછો આવ્યો છે!"

"તે શું છે? મને એકદમ જાહેર કરી દે! "નઝીરે ઉલટથી કહ્યું.

"કહું પણ ને—એ શરતે!"

"તો શું તું શરત કરીને એમ કહેવા માગે છે કે પાપી તેની ફેજે પહોંચાડવું નહીં?"

"પે હચાડવું-પણ શાંતીથી, સાબુત પકડવા બાદ!" શીરીને કહ્યું.

"ઠીક છે તારી શરત મને કબુલ છે લે આ ય વચન હવે તો બસ?" નઝીર તે શું કહેવા માગે છે તે માટે ઇંતેજાર બની વચન આપતાં બોલ્યો.

"જોવ આજે રાત્રે તમારૂં ઘર, તમારી ગુલરૂખ સદાનું છોડી જઈ કરીમ સાથે ચલી જવાના વીચાર રાખે છે!" શીરીને ધીમે રહીને કહ્યું.

"હેં શું ખરી વાત? હું કેમ માનું? ઓ હું કેમ માનું? સાબેતી શું? બેમીનગીરા—" નઝીર આ સમજી જાણે દીવાનો બની ગયો.

"હજુર, આ લેવો સાબેતી! ચીઠી આપતાં શીરીન બોલી—તમારૂં ધ્યાન ધ્યાન દઈ રાખજો, અને ઉશ્કેરાતા ના!" શીરીને તાકીદ કરી.

"અહા! હાથ દસ્તવેજની સાબેતી પણ તારી પાસ છે? શાબાશ!"

---

તમારી ચીઠી મે ઘણીજ ધ્યાનથી વાંચી છે. અને લંબાણ વીચાર કરતાં હું એજ ફેંસલા ઉપર આવી છું કે તમે નવી ગોઠવણ શું કરવા ચાહો છો તે અમલમાં મુકી મારા દુઃખનો છેડો લાઉં! હવે હું મારા દુઃખથી કંટાળી ગઇ છું; તમારો ઉપકાર મારી ઉપર કાંઇ નાનો સુનો નથી કે હું તમારો કેદમાંથી છુટકારો નાકબુલ કરવાની હીંમત કરૂં અને તેથી હું લાચાર થઈ તમારી શરણે આવી, રાત્રે તમે નમેલે ઠેકાણે તમારી ઉપર વીશ્વાસ મુકી આવીશ, તમે ત્યાં હાજર રહેજો.

"ગુલરૂખ."

"કેમ જી થઈ ખાત્રી ?" ચીઠી પરબીડામાં પછી બંધ કરતાં શીરીન બોલી.

"હા ખાત્રી થઇ! હવે શું કરવા માગે છે?"

"હવે એજ કે આ ચીઠી હું પેલા કરીમને હવી પહોંચાડી આઉં !"

"હું, એ ચીઠી હું કેમ પોંહચાડવા દઇશ! દેખતી આંખે હું કેમ આંધળો બનીશ ?" નઝીરે દુખથી જખમી થઇ પુછ્યું.

"યાદ કરો તમારૂં વચન! તમો ઉતાવલા મત બનો, તમને બીજેજ રસ્તે કામ લેવા હું સલાહ આપવા માંગુ છું !" શીરીને કહ્યું.

"અને તે કઈ રીતે!"

"એ ચીઠી પુગાડીને પછી તે કંઈ જવાબ આપશે તે પાછો પુગાડીશ !"

"પછી!" ભારે આતુરતાથી નઝીરે સવાલ કર્યો.

"પછી તમારી ગુલ રાત્રે કયે ઠેકાણે કરીમને મળનાર છે તેની હું ચોકસ બાતમી કહાડી તમને કહીશ: જ્યાં તમે આગમચથી જઈ ઉભા રહેજો અને તેણીને તેના સાથ ભાગી જતી સાબુત મુદ્દા સાથ પકડજો! અને પછી ગમે તે શીક્ષા તમે કરજો." તેણીએ ચોખ્ખુ ગેહરી આપ્યું.

"અમ! પણ તમાં કાંઇ ફેર પડે ના?" નઝીરે ઉલટ લીધી.

"ફેર કેમ પડે? શીરીન માથે તે બધો જુમમો છે.

"એમ છે? ત્યારે ઠીક તું ચાઠી પુગાડી આવ!" અંતે નઝીર શીરીનની સલાહને એકમત થયો.



## પ્રકરણ—૧૬ મું.

તે એક અંધારી રાત્ર હતી, દરીયે કીનારે માછલાં પકડનારા એકાદ બે માછી સીવાય ત્યા કોઇ કુતરૂં પણ જણાતું ન હતું.

કરીમ એકલો અહીં તહીં ફરતો નજરે પડતો હતા. એટલામાં ગુલરૂખ ધીમે કદમે ગભરાતી ગભરાતી ત્યાં આવા લાગી.

"કોણ ગુલરૂખ! આવ," કરીમ ધાડા પણ ધીમા અવાજે બોલ્યો.

"આવી અંધારી રાત્રે મને આખરે તેં ફરજ્યાત તેડાવી તું શું નવો ફેસલો કરવા માંગે છે?" ગુલરૂખ ધીમા અવાજથી બોલી.

"હા, બોલાવી તે તારા ફાયદાનેજ વાસ્તે, હું તેમજ તારી સાવકી સુરતથી નઝીર આગળ આવી, તારા બાપની બધી નાલેશી ઉઘાડી પાડવા માહતી હતી, પણ મને ખાત્રી હતી કે તું મારા કહ્યા પ્રમાણે વરતશે"

"વારૂં, ત્યારે તમે મને હવે શું કહેવા માંગો છો? ખોદાને ખાતર ભાઈ કરીમ, હવે મારો પીછો છોડ. હું તદન દુઃખી થઇ ગઇ છું."

"હવે રડીને મને તું પીગલાવા માંગે તો તું ભુલશે. મેં બધી તૈયારી રાખી છે. તું તારી સાવકી માતાને ઘરે મારી સાથે આય ઘડીએ ચાલ, હું તુંને જરૂર સુખી કરશ."

"ત્યારે શું આજ તમારી નવી ગોઠવણ કે? અફસોસ! હું તમને આય છેલ્લી વખત કેહું છું કે ફરીથી એવી બેહુંદી માંગણી મારા પાસે કરશો ના! ઓ, હું તમારી સાથ કાંઈ સમાધાનીથી સમજુતી કરવા આવી તમને પગે હાથે પડી વીનુવવા આવી, કે હવે મારો પીછો છોડો—પણ નહી. મારા તમદીરમાંજ કાંઈ બુરૂં લખેલું લાગે છે. હવે તો હું જીંદગીથી પણ કંટાળી ગઇ છું."

નીરાશાથી ગુલરૂખ બોલી અને કરીમને બીહરાવવાની મતલબથી તે છેક કીનારે અમઠી મકરથી ઉભી રહી, પણ એટલામાં એક કાળા પોશાક વાલા, મોહું વટીક લગભગ ઢાંકી દીધેલા સખશે, એક મજબુત આંચકો મારી ગુલરૂખને દરીયામાં નાંખી દીધી...એકજ ચીશ! અને દરીયામાં નાંખનાર સખશ ગેબ થઇ ગયો.

"હા! ગઇ! ગઇ! તે નિર્દોશ ખુબસુરતીનો નમુનો હાથથી ગઇ! તેણીને કરપીણપણે એમ દરીયામાં હડસેલી દેનાર કોણ રૂજી બચ્ચો હશે? હવે અહીં થોભવું ઘણુંજ જોખમ ભરેલું છે. હું દોડી જઈ પોલીસને ખબર આપું નહીં તો બેનાહક હેરાન થવું પડશે," કરીમ આટલું વીચારી ત્યાંથી વીદાય થયો બીજી તરફ એક માછીએ પેલા કાળા લીબાશવાળા આરોપીને નાહસ્તો પકડયો.

પકડતાની સાથે માછીએ કહ્યું.

"સબુર! તું કોણ મુજી બચ્ચો છે? કે એક જવાન બાઇ માણસને દરીયામાં નાંખી તું નાહસી જઈ બચી જવા માંગે છે? હું ત્યારનો તારો બધો તમાશો જોઉં છું."

"મને એકદમ છોડ નહી તો આયજ ઘડીએ તારો પણ જાન લઈ લઇશ!" કાલા લીબાશવાલાએ કહ્યું.

"નહીં હું તુંને કદી છોડીશ નહી"...બન્ને વચ્ચે અત્રે ખુબ ઝપાઝપી થઈ.

"તું નહી છોડશે તો મારી પાસે તેનો ઇલાજ છે!" કાળા લીબાશવાળાએ એમ કહી ખંજર કહાડી બતાવ્યું, માછીએ બીહને તેને છોડી દીધો, આરોપી નાહસી ગયો અને માછીએ ગુલરૂખને બચાવવા સાહેમ દરીયામાં ડુબકી મારી.

બીજી તરફ નઝીર હાથમાં પીસ્તોલ સાથ ગુલરૂખ અને કરીમને સોધતો આવ્યો, તે આમ તેમ વમાસતો હતો, તેટલાં પોલીસનાં બે ત્રણ અમલદાર સાથ કેટલાંક માણસો ત્યાં આવી લાગ્યાં અને નઝીરને પકડયો.

"મને શા માટે પકડવામાં આવે છે?" નઝીરે પુછ્યું.

"હમણાંજ દરીયામાં એક જવાન અબલાને આચકો મારી દઇ તેનું ખુન કરવાના આરોપ માટે!" પોલીસે કહ્યું.

"હું કાંઇજ જાણતો નથી, મને કાંઇ સમજ પડતી નથી!" નઝીરે ગભરાઇને જણાવ્યું.

"ચાલો મારી સાથે પોલીસ સ્ટેશન ઉપર, ત્યાં તમુને બધી સમજ પડશે!" નઝીરને ઘસડીને પોલીસ ચોકીપર લઇ જવામાં આવ્યો.

## પ્રકરણ—૧૭ મું.

કોર્ટ બેઠી હતી.

કેદીના પીંજરામાં નઝીર રડમસ જેવો ઉભેલો દેખાતો હતો.

ફરીયાદ પક્ષ—નામદાર, આ કરીમ અને ગુલ વચ્ચેનાં થયલા પત્ર વહેવારની નકલ, કે જે તોહમતદાર નઝીરનાં ગજવામાંથી મળી છે, એકઝીબીટ A. B. એન્ડ C.

શીરીન બાનુનું નામ સાક્ષી તરીકે પોકારયું અને તેણી બોક્ષમાં જઈ ઉભી.

શીરીનની સાક્ષીનો મુળ સાર નીચે મુજબ હતોઃ—

શીરીન—"ગુલરૂખબાનું તે રાત્રે બાહેર જનાર હતી એમ નઝીર શેઠને ખબર હતું અને રાત્રે તે ઉશ્કેરાઇ બોલ્યો હતો કે જો ગુલરૂખ બેવફા હશે તો હું તેનું ખૂન કરીશ."

નઝીર તથા ક્ષલા અતલગનાં આ વીરૂદ્ધ જબાની સાંભળી અજબ થઇ ગયાં તે પછી કરીમની જબાની લેવાઇ.

કરીમ—"મારી હકીકત મારા સ્ટેટમેંટમાં લખી છે. હું અને મરનાર વાતચીત કરતા હતા એટલામાં એક કાલા લીબાશવાળા આકારે આવી ગુલરૂખને આંચકો મારી પાડી નાંખી! તે આંચકો મારનાર આકાર કોણ હતો તે મેં ઓળખ્યો નહીં, તેને કાલો સાળો ઓઢેલો હતો."

ફ. પક્ષ—જુબાનીનો સાર એજ છે કે ગુલરૂખ રાત્રે ઘરમાંથી બાહેર જનાર હતી એમ તોહમતદાર જાણતો હતો અને તેથી તેની પાછળ તે ભરેલી બંદુક સાથ ખુન કરવાના ઇરાદાથીજ ગયો હતો, પણ લાગ મળતાં તેણે દરીયામાં પોતાની સ્ત્રીને નાંખી દીધી હતી. અને પોતાને ખુનના આરોપથી બચી જવાની કોશીષ કરી હતી.

નઝીરે પોતાને નીરદોષ જાહેર કરયો, પણ જુરીના અભિપ્રાયથી તેને ફાંસીની સજા થઇ

લોકો નાગાશ અને અજબ થઈ ઘેમાત કરવા લાગ્યાં, નઝીરની માતા માહતાબ તથા બહેન મુન્નીની હાલત નહીં વર્ણવી શકાય એવી ગમીર બની હતી

પણ એટલામાં ગુલરૂખ પોતેજ જીવતી જાગતી એક માછીની સાથે આવી લાગી. જેને જોતાંજ શીરીન એક ચીસ સાથે બેશુદ્ધ થઈ, સૌનું તેણીની તરફ ધ્યાન ખેંચાઇ ગયું."

માછીને સાક્ષીના પીંજરામાં ખડો કરવામાં આવ્યો.

માછી—"તે રાત્રે હું માછલી પકડવા જતો હતો, પેલો આચકો મારનાર સખસને મેં પકડયો, તેની સાથે મને હાજાતોજી થઇ, ખંજર મારવાની તેને નીચ કોશેષ કીધી હતી તે દરમ્યાન મેં જોયું કે ખુની શખ્સ મરદ નહી પણ એક ઓરત હતી! કારણ કે તેણીના બાલનો ચોટલો મારા હાથમાં આવી ગયો હતો. જે પછી મેં દરીયામાં ઝોંકાવ્યું અને બાઇને ડુબી જતી બચાવી, મારે ઘરે લઈ ગયો. તે સાજી થઈ ત્યારે જાણ્યું કે તેનો ખાવીંદજ કેદ છે, ને આજે તેની તપાસ ચાલનાર છે ત્યારે ગુલરૂખને અહીં લાવ્યો."

શીરીનને શકથી પકડવામાં આવી. માછીએ તેને તરત ઓળખી અને ગુલરૂખનું મરણ નીપજાવનાર ખુની તરીકે જાહેર કીધી. શીરીને લાગ જોઈ છુપીથી ખંજર કહાડયું અને પોતાની છાતીમાં ભોકી દીધું, તેને પોત ઉપર એવો તો જોસમાં ઘા કર્યો હતો કે તે તાત્કાળીક તુટી પડી અને મરણનું છેલ્લું ડચકુ ખાધું.

તરતજ નઝીરના બેરીસ્ટરે નજદીક દોડી જઈ મરતી વખતે તેની જબાની લઈ લીધી

શીરીન ખેંચાતી જીભે થોડાક શબ્દો બોલી શકી તે એ હતા કે—"મેં મારી માતાનું વેર મારા બાપ અને તેના ખાનદાન પર લેવાના કસમ લીધા હતા તે મેં મારી જીંદગી સુધી પાળ્યા, હું નઝીરની સાવકી બ્હેન હતી" એટલું બોલી રહે નટલા તેનો જાન આખર થઇ ગયો.

સર્વે અજબ થઈ ગયા, પછાથી નઝીરની માતાએ, શીરીનની માતા નુરજહાં અને સોદાગર વચ્ચેના મહોબત સંબંધની બધી હકીકત જાહેર કરી કે જે ખા. બા. સોદાગરે મરતી વખત પોતાની ઓરતને કહી હતી, પણ નઝીરની માતા આજસુધી એવું જાણતી નહીં હતી કે ખા. બા. સોદાગરે કહેલી વાતને લગતીજ આ દાસી કહેવાત શીરીન તેની સાવકી દીકરી હતી!



## પ્રકરણ—૧૮ મું.

સુન સુન્દરી સીફત આલા, દીલભરી ભરી દીખલાલા,
નુરાની સનઅતકી સુરત કર પઐદા;
આલમમેં આદમકી રંગત ભરી તસ્વીરે,
જબ દેખી બન્દેને, સુરત ગરકો અપને;
એક રંગ પહેચાના સબસે ગુનવાલા—સુન.

ઉપલા બનાવને એક વરસ થઇ ગયું છે. કરીમ ને મુન્ની એક બાજુ સાથે બેઠાં છે, બીજી બાજુ ગુલરૂખ અને નઝીર અને ત્રીજી તરફ મહાતાબ બેગમ પરોણાં સાથે વાતો ચલાવે છે. કારણ કે આજે મુન્નીની સાલગ્રેહની ખુશાલીનો દીવસ છે. સોદાગરના કુટુંબ ઉપર ઉતરેલી વરસોની પરેશાની ખતમ થઇ છે અને શીરીનના મરણ પછી કોણુની સરારત હતી તે બધું એ જાહેર થઈ ગયું તેનું પરીણામ આ થયું.

"પ્યારી ગુલરૂખ, તને મેં બેનાહક બદનામ કીધી, શીરીનના મરતી વખતના એકરાર પછી મારી ખાત્રી થઈ છે કે તું જ જેવી પાકજાદ નીર્દોષને મેં બેવજુદ હેરાન કરી છે, હું ખરા દીલથી માફી ચાહું છું." નઝીરે ગુલરૂખનો હાથ માયાથી પોતાના હાથમાં લઇને કહ્યું.

"વહાલા, માફીની શું જરૂર? હું અભાગણીના તકદીરમાં દુઃખ લખેલું હશે તે મેં ખમ્યું અને તે મારા બુરા દીવસોએ સાથે તને પણ હેરાનગતીમાં નાંખ્યો. હવે આપણા દુઃખના આસમાનમાં એકબી વાદળી રહી નથી, ખોદા નીગેહબાન"

આ વાત ચાલતી હતી તેટલામાં માહતાબ નજદીક આવી એટલે કરીમને મુન્ની પણ તેમની પાસે આવી બેઠા.

ઘરની વડી માતાજી માહતાબ બોલીઃ—

"વહાલાંઓ, બેટા કરીમે મારી આગળ બધો ખુલાસો કર્યો છે, આપણે બહારગામ ગયા તેટલાં શીરીને એને જાળમાં લઇને કેવી રીતે પોતાનું હથ્યાર બનાવ્યો. તેણી સરારત અને ચાલબાજીથીજ એ હીરા જેવો ખાનદાની જવાન ગુલરૂખની સતાવણી કરવામાં દોરવાયો."

"હા માતાજી, મારી રૂખે મને પણ બધીજ પોતાના બાપની ભેદી ચાલ અને કરીમ સાથ કેવા સંજોગે ઓળખ પડી તેનું સ્વીસ્તર બ્યાન

મને સમજાવ્યું છે, ખરેખર બન્ને જણાં તદન પાક અને બેગુનાહ છે." નઝીર ખુલાસો કર્યો.

જે સાંભળી માહતાબ હરખથી બોલી:—

"જો એમજ છે તો શોકર એ આજની ખુશીની ઘડીમાં હું બીજી ખુશી ઉમેરૂં છું ને મારી બેટી મુન્નીનો હાથ ભલા જવાન કરીમ સાથે નેકાહથી જોડું છું."

છેલ્લા થોડાક માસમાં કરીમ અને મુન્ની અગાઉથીજ એકમેક પર નિસાર થયાં હતાં એટલે માહતાબના સુખુન સાંભળી કરીમ અને મુન્ની બન્ને તેને પગે પડયા.

મુન્નીએ ખુલાશો કર્યો કે "માતાજી, કરીમને મેં જ્યારથી જોયો ત્યારથી હું એના પર નીસાર થઈ, પણ શરમની મારી મારા દીલનો જોશ દબાવી રાખ્યો. આજે મારી મુરાદ હાંસલ થઇ વાસ્તે ખુદાનું તેમજ તમારૂં કેવું હેશાન ?"

"ગુલરૂખબાનુને એક બ્હેન તરીકે માનવા પછી જો સૌથી પહેલું દીલ મારૂં કોઇપણ ઓરતે ખેંચ્યું હોય તો આ મારી પ્યારી મુન્નીએ." કરીમે ટુંકમાંજ સમજાવ્યું.

તે પછી મુન્નીને ફરીશ કરી બાજુમાં લઇ જઇ કરીમ ખુશ ગુફતેગુ કરવા લાગ્યો—બીજી બાજુ ગુલરૂખ અને નઝીરે હવે સદાના સલાહ સંપથી રહેવાના અરસપરસ ઠેરાવ કીધા અને માહતાબ બેગમ ખુશાલ બન્યાં.

ગુલરૂખની સાવકી માતાને નઝીરે કેટલીક મદદ કરી સુરત પાછી વિદાય કીધી.

આ વાતોમાં નેકી બદીનો સાર એ જોવાય છે કે ખાનબહાદુર સોદાગર અબદુલ લતીફે નુરજહાં સાથે દગો કીધો તે કરણીનો જવાબ તેને પોતાને તેમજ તેનાં બચ્ચાંને પણ કેટલાં વરસો સુધી ભોગવવો પડયો. એક ગુનાહનો બદલો લેવાનું કામ ઇનશાફી પીતા તે પરવરદીગારનું છે તે નહીં સમજતા શીરાને પોતાની માતાનો કીનો લેવાનો અને કાયદો પોતાના હાથમાં લેવાની કોશેષ કરી જેના પરીણામમાં ખાડો ખોદે તે પડેની કહેતી ખરી પાડી આપી અને "બુરાંનું બુરૂ" થયું.



# પટાલ પાણી યાને જહેરી નાગણ!



## સેંકડો સીનેમા, નાટકો, વાર્તામાં ન મળે તેવી ગજબ મોજ તથા સંસાર જીતવાની ચાવી પુરી પાડતી— ચાલુ વાર્તા—

લખનાર—રતનશાહ એફ. અચારીઆ.

(આગલાં સાંધણુથી ચાલુ)

"પછી શાની? મુવાએ આટલો વખત તન તોરીને, દીલ રગરીને નોકરી કીધી તે બલાઇનાં બદલામાં આપણે તેનું ભલું ઇચ્છિવાનું છે બીજું શું?"

આ વાતને બે દીવસ વહી ગયા તે પછી વળી સાકરને સલીમના નામની ચુર થઇ આવી! જહાંગીર જરા ખુશમીઝાજમાં હતો તે તકનો લાભ લઇ તેણીએ વાત છેડી.

"જોવની જાંગુ આપરે એમ કરયે તો કેમ? આપરે મુંબઇ પાછાં ફરયે. તેહારે, હવે તમુને ઘણો ખરચ થઈ ગયલો છે, હાલ તરત વાઘરાને કશું કંઇ આપતા ના ને પેલા સલીમને વાસ્તે એક પાનસો રૂપીઆ કરી આપજો. એટલે તે લઇને એને પોતાને ગામ ચાલી જવા કહીયે. ત્યાં જઇને એટલા રૂપીયામાંથી મુવો કોઈ સાથે પરણી જાય એટલે મારો વીચાર છોડી દેશે. જ્યારે એ મારો વીચાર છોરી દેશે ત્યારેજ મારાથી બી એનો વીચાર છોરી દેવાશે. મારો, જાન, આટલો બધો પૈસો ખરચે છે તેમાં એટલા સેવટના ખરચી નાંખે તો માથેથી હંમેશની જંજાળ જશે. એ મુવા નોકરને લીધે તમારા જીવને ઘડી ઘડી સંતાપ થાય છે તે બી ટળી જશે.

"મેં હજી પરમ દહારે તો તારા કહેવાથી પચાસ બીડયા ને વરી એટલામાં પાનસો આપવા કહેછ?"

"પચાસ તો જાન મેં ઉછીના લીધેલા તે આપીયા તે શાના ગણોછ ?"

"નહીં તારા કહેવાથી એ હારેમન બદમાસને પચાસની મોકલ્યા તેજ મારે નહીં આપવા હતા ? મારા તરફની એક પૈબી તેને હવે હું આપનાર નથી ? આટલો વખત તે કંગાલે તારી ઈજ્જત લુંટી તે ઉપરથી તેને શું તું સામું ઈનામ અપાવેછ ?

"જેમ તમારી મરજી જીવ, હું તો ફકત તમુંને ઘડી ઘડી નારાજ થતા અટકો તેથી કહેતી હતી. તમારી નહીં ખુશી હોય તો કંઈ નહીં." અને અહીં તેણીએ વાત ફેરવી તોલી. બીજી ત્રીજી વાત કરાવી પાછી જહાંગીરને ગમતી વલણ ઉપર તેણી લાવી. અને સફાઈથી સલીમની વાત પાછી ભુલાવી નાંખી.''

તેઓ આવી રીતે મજાહ કરવાને બદલે કાંઇક ખટાશ તીખાશની તડાતડી અને સીકનેસ ભોગવી મુંબઇ પાછા ફર્યાં.

તેઓ મુંબઇ આવ્યા તેજ દીને વાયરો જાણે નરમ ઘી જેવો જહાંગીરને જણાયો. કારણ કે તેને સેકહેંડ કરી, જાણે તેને જોયા વગર કેટલા દીવસનો જીવ ટીંગાઇ રહ્યો હોય તેવો દેખાવ કીધો અને પોતાની સીક વાઇફની સારવાર કરી જંગલની વચ્ચે તેને સંભાળી તેથી જાગજા ઉપકાર માન્યો.

"ખરૂં માનજો જહાંગીરશાહ, કે પહેલ વહેલી પીછાણ વખતે મને તમારા પર ભરૂસો નહી આવ્યો હતો, જેમ બીજા સખશો મતલબ વખતે દોસ્તી દેખાડી તે પુરી થતાં ખસી જાય તેવા તમે નથી. પણ તમે મારા મુરબ્બી તોલનાં ને દુઃખસુખ અડીભીડી વખતનાં એક લાયક શીરછત્ર છેઓ. અગાઉ એક વખત તમુને અપમાન કરી મેં ચીઠી લખાવી લીધી, તેથી કંઈબી મનમાં ઓછું લાવશો ના તે વખતે હું તમોને બીજાઓ જેવા સ્વાર્થી સમજતો હતો પણ હાલ મારી હું તે ભુલ જોઉંછ તમારી તે આપેલી ચીઠી મેં ફારી નાંખીછ, તમે બેફીકર રહેજો. હું ભલે કાથે બુરો હોવશ, પણ તમુંને કભી દગો કરશ નહી !"

"તમારા મારે વાસ્તેના વીચાર ફેરવાયા છે તેથી હું ખુશી છેઉં ને એવાજ નેક વીચારથી આપરા વચ્ચેનો સંબંધ સદા કાયમ રહે એવી હું દુવા મહાઉંછ."

વાયરાએ ઉપલી વાતચીત પછી થોડોક વખત જહાંગીર સાથ ઘણી

બાયડીથી ચાલ ચલાવી. અને સારો છાપ બેસાડવાને ખાતર પૈસા કઢાડા-વવાના થોડો વખત તેને અખાડાજ કીધા! જો કે તેમ કરતાં તેને જીવ પર વત આવી. પણ તેની નેમ જુદીજ હતી.

આણી બાજુ એમ જહાંગીર પાસેથી પૈસા ઓકાવાના બંધ કીધા કે તેને બીજી તરફ નજર દોડાવી. તે જાણતો હતો કે સાકર નજીક કોઇબી તેનો દોસ્ત, જહાંગીરની હાજરીમાં જતો તો તેને ગમતું નહીં, તેથી તે બંનાઓ મારફતે આવક મેળવવાને અશક્ત થઇ પડયો. જો કે તેના બદ-લામાં જહાંગીર પાસેથી તે પુરતાં કરતાંબી વધુ મેળવતો. વળી જહાંગીરેજ રાખેલા જુદા રૂમમાં બીજાઓને ઘરે લાવે તે બની પણ કેમ શકે? તેથી જેમ સાકર આટલો વખત જહાંગીરથી ડરીને ચાલતી તેમ વાયરો પણ આંકોશ રાખીજ ચાલતો.

પણ તે આંકોશ એક દીને તુટો. તેને રેશ માટે એક સારી ટીપ મલી અને તેમાં લગાડવા રૂ. ૧૦૦ ની જરૂર પડી. હવે હાલને હાલ જહાં-ગીર પાસે તો નહીજ માંગવાનો ઠેરાવ કીધો, ત્યારે જાયબી ક્યાં?

તરત તેને સલીમ યાદ આવ્યો.

રાત્રે રાબેતાનો તે બંન્ને જણ વચ્ચે પાના, પાસા ને દારૂનો બાહર ચાલ્યો, વધરાએ જોયું કે હાલ સલીમ પાસે પૈસાની કંઇક છુટ હતી. તે જાણતો નહીં હતો કે તે જહાંગીર મારફતે સાકરે મેળવેલા—અને છુપીથી સલીમ પર મોકલેલા પૈસાનાજ પ્રતાપ હતા! તેને તો પૈસાનું કામ હતું પછી તે જોઇયે તો જહાંનમની ખારમાંથી સલીમે મેળવ્યા હોય.

"સલીમ, મને એકસો રૂપીઆ આપશે મને ઘણીજ જરૂર છે. મને થોડા દહાડા પછી એક મોટી રકમ મળવાની છે જે મળતાં હું પાછા આપશ."

"અરે શું વત કરે છ? તમુંને દોલતના ડુંગર જેવો જહાંગીર શેઠ હાથ લાગો એટલે હવે પૈસાની ને સલીમની શી જરૂર હોય? તેમ છતાં જોઇતા હોય તો લેવની અય સો રૂપીઆ હાજર છે. મારા પૈસા છે તે તમારાજ છે. મેં જુદાઇ કોઇ દીન રાખી નથી ને રાખશબી નહીં."

"શાબાશ સલીમ. તું તે ખરો દોસ્ત."

"પણ ખરા દોસ્તની કદરજ તમુંને કહાં છે? આજ કેટલા કેટલા વખતની ઇમાનદારી, જાન ફેશાની ને મહેનત ઉપર પાણી ફરયું? કે મને

મારી બાઈની તબીયતની ખબર અંતર લેવ ને મોંહથી બોલવાનો હુકમ નહીં? અરે એવા જહાંગીર શેઠ તો ઘણાબી આવશે ને જશે તેથી શું તમે બેઉએ મારી મુરવત છોડી દીધી?"

"હા, સલીમ તું કહેછ તે ખરૂં છે. આટલો વખત સાથે ને સાથે વસેલો, દુઃખ સુખે મદદ કીધેલી, એટલે તુંને લાગણી થતી હોશે, હું એ બુલ કબુલ કરૂં છું પણ તે મારી બુલ નથી, જહાંગીરજ એવો કમબખ્ત વહેમી મુવેલો છે કે કોઈબી મરદ સાથ સાકરને વાત કરતી જોય છે કે બડકી જાય છે. છતાં આટલા દહાડા તું બોલ્યો કાંય નહીં? ચાલ, આજે એ જહાંગીર રાતે હોટેલે ચાલી ગયો હશે તો હું તુંને સાકર આગળ લઇ જઈશ, લે આપ વચન!"



## પ્રકરણ—૩૪ મું.

**[આવી બન્યું! આફતની આગમા! સોમાં એક નહી મળે એવો પીતા અને ભરથાર! પરણેતર એટલે દોલતથી બહેતર! એક નવી જાતનું હથીયાર, આ તર કે પેલે તર! રેસ કે વીનમાં ચારે ખુશાલ,—બાયડી તો નરી જાણે ટંકશાળ! "છી છી, પૈસા શું ચીજ છે? તમારો રોશન દેમાગ જેવો સુખરો તેજ લખ્ખો રૂપીયા છે" !!! ]**

બુરા ભરથારોથી નિર્દોષ મોહરદારને ખુદા બચાવે!

સંસાર સાગરમાં પતી—પત્નીનું પરણેલું જોડું સર્વોપરી સુખ અને સંપ ભોગવતું સોએ પાંચબી હોય તો બાગ્યે! પણ તેમાં વાઘરા જેવા પૈસાના નીચ પતીઓ અને વાઘરણ સાકર જેવી હવસી ડાકણોંનું જોડું ભોગજોગે સાથે મળે એટલે તો સોસાયટીમાં એક સાંપ તો શું પણ જેહરી નાગણની ગરજ સારે!

જહાંગીર સાથનાં મહીનાઓના પરિચયથી સાકર કંટાળી તો નહીં હતી. પણ તેનો એક વારનો જીવજાન સલીમ વારંવાર હૈયે ચહડી આવતો હતો. વળી પેલી તરફ જહાંગીર મારફતેજ સાકરે મોકલેલી રકમના પ્રતાપે સલીમે વાઘરાને સો રૂપ્યા ઉદાર કીલે ધીરી, વાઘરા પાસેથી સાકરને મળવાનું વચન મેળવી લીધું હતું તે આપણે જોઈ આવ્યાં.

દુન્યામાં એવા પણ ભરથારો નથી એમ નથી, કે જેઓ પોતાની પરણેતરને એક સોનાના સીક્કા પાડવાનું મશીન સમજતા હોય! તેઓમાં પોતાની પરણેતર માટે માન કે પ્યાર ન હોય તો સમજ્યા—પણ તેઓ પોતે તેણીનો પાલનહાર પતી છતાં એક નજીવી રકમ મેળવવાની નીચ આસ્થાને ખાતર પરજાતના પરાયાઓની પનાહમાં તેણીને સોંપે, તેનાં કરતાં તો એક ઢેડ કે ગાય કાપું કસાઈ ઉંચ દરજ્જેનો ગણાવો જોઇએ—તેના કરતાં તો જંગલી જનાવરો કે કુત્રાઓ વધુ ઇજતદાર લેખાવા જોઇયે.

÷ + +

હવે આપણે લાંબે વખતે કલકત્તા તરફ નજર દોડાવીશું. જેહાંગીર પોતાની બૈરી બચ્ચાંને મળીને જે અભાગ્યા ચોઘડીએ નીકળ્યો, બેંકમાંથી તેના વડાઓની થોડાક મહીના માટે રજા મેળવી જે મોટી રકમોના લોન બોંર સાથે લઇ ઉપડયો હતો, તે રજાની મુદ્દત પુરી થઈ ચુકી હતી.

ખાન બહાદુર જહાંગીરશાહના બૈરી બચ્ચાંઓને મનથી પોતાનો વાલી ચેંજ પર ઉપડી જવા પછી થોડા દીવસ તો ઘણુંજ અસીકું લાગ્યું. જહાંગીરનું સવારે ઉઠે ત્યાંથી કે રાત્રે સુવે ત્યાં સુધીનું નીયમીત સંસારી પ્રોગ્રામ તેઓ ડગલે ને પગલે યાદ કરતાં હતાં. તેઓ બચ્ચાંઓની માવજત કરતાં, મ્યુઝીક શીખવતા, બંદગી કરાવતા, ને સાંજે ફરવા લઇ જતાં. એક સો પીતાઓમાંથી આવો માયાવંતો પીતા મેળવવાને તે બચ્ચાંઓ નસીબદાર હતાં. એવા અનેક ભરથારોમાંથી ગુણવંતો વફાબશી ભરથાર મેળવવા માટે તેની મોહરદાર દીનબાઈ પોતાને ભાગ્યવંત સમજતી હતી.

પંદરેક દીવસ વીત્યા પછી તે બચ્ચાંઓને પોતાનાં પીતાની ગેરહાજરી સાધારણ લાગી, તે માતાએ હવે ઘરનું કામકાજ ઉપરાંત ધણીને ભાગની માવજતનું દરેક કામળી ઉપાડી લીધું. તેણી પોતાના વહાલા બચ્ચાંઓની દરેક જતન રાખી તેઓને સંતોષ આપતી, પણ મન સાથ પોતાના સાચા ભરથારની યાદમાં ગમગીનજ રહેતી અને ક્યારે પાછો ફરે તેની કાગને ડોળે રાહ જોતી.

પણ જ્યારે જહાંગીરને પાછો ફરવાની ધારેલી મુદ્દત પસાર થઇ ગઇ, ત્યારે તેણીની ચીંતામાં વધારો થયો, કારણ કે છેલ્લે છેલ્લે જહાંગીરને હાથનાં કાગળો આવતાં પણ બંધ થયાં!

જો કે આપણે વીસમાં પ્રકરણમાં જોઇ આવ્યા તેમ તેમ ટી બેબરમાં કાંઇ ઝાઝાં ધરાપરાં જેવું હતું નહી. તેઓ બન્ને એકમેકને અત્યાર અગાઉ

સાચાંજ હતા, અને કાગલ પત્ર વગર એકમેકને એક ઘડીભી ચેન પડે નહી તેવું હદબહાર પ્રેમાળપણું તેઓમાં હતુંજ નહી, તેમાં, જે કદાચ કદાચ આવતાં પત્રોભી જ્યારે બંધ થયાં ત્યારે તેણી ફીકરમંદ બની.

તે ફીકર કાંઇ જહાંગીરની ચાલ ચલણ સંબંધી હતીજ નહી. આવા મુદ્દા ભરથાર સંબંધી શક ઉપજાવે તેવું હતુંજ નહી. તેણીને તો માત્ર તેની તંદુરોસ્તીની કાળજી થતી હતી, અને જહાંગીરની તબીયત અસુખી હશે કે કેમ તેનીજ માત્ર ચીંતા તે ધરાવતી હતી.

તેથી, તેણીએ પોતાના વડા દીકરાને એક દીને જહાંગીરવાળી બેંકમાં પુછપરછ કરવા મોકલી આપ્યો. તે વડો દીકરો હવે જાણે માટીડો જેવડો થયો હતો અને તેથી તે બેંકના વડાઓને મળીને સઘળી રૂબરૂ પુછપરછ કરી આવી શકયો હતો.

બેંકમાંથી ખુલાસો મળ્યો કે જહાંગીર તરફનું કશું કાગળ હાલ મળ્યું નથી. બેંકવાળાઓ માનતા હતા કે જહાંગીર કદાચ તબીયતથી નાદુરૂસ્ત હશે અથવા તો તેના જેવો એક બેંકનો મોભાદાર માણસ, મુસ્તકીમ કારણ વગર લાંબી મુદત ગેરહાજર રહેજ નહી અને જે વધુ વખત જહાંગીર રોકાયો છે તે કદાચ બેંકના લાભ માટેજ હશે. તેથી તેઓ જહાંગીરને જલદી બોલાવવા કે લખવાની જરૂર જોતા નથી. તેઓ પોતાનું કામ પુરેપુરૂ સમજે છે અને તેઓ વખતસર પાછા ફરયા નથી તેથી અમો બેંક માટે સારાં ભવીષ્યનીજ આશા રાખ્યે છીએ.

જહાંગીરના તે વડા બેટાએ આવી પોતાની માતાને મજકુર ખુલાશો કર્યો, જે સાંભળી સબુરીથી બેસી રહેવા સીવાય બાજે છુટકો નહીં હતો.

જહાંગીરના છોકરાંઓ સ્કુલ કેળવણી તેમજ ઘરની રાબેતાની કેળવ-ણીયોં પણ આમળ વધતાંજ રહ્યાં હતાં, તેઓ જરાએ પછાત પડતાં નહી, તેમાં વડો બેટો સોહરાબ તો મ્યુઝીકનો ખાં બનતો ચાલ્યો. તેનામાં ગાયા ગાયનની એક ખુદરતી બક્ષેસ હતી. અને તેથી તે દીન ઉગે તેમાં વધું કુશળ બનતો ચાલ્યો. તે જુદી જુદી પાર્ટીઓ કલબો અને નાટક તખ્તાઓ પર મ્યુઝીકમાં ભાગ લેતો થયો, અને એ લાઇનમાં તે એક ઝળકતી આશા આપનારો જવાન બન્યો હતો.

—⁂—

## પ્રકરણ—૩૫ મું.

"તું અહીયા જહાંગીર સાથે હજી કેટલા મહીના પરી રહેવા માંગેછ? એ દહારે દહારે વધારે કંજુશ થતો જાયછ ને મારી જે નેમ છે તે તો પુરી થતી નથી."

એક દહાડો વાધરાએ ધુમ ધીચેલા બહારમાં રાતને વખતે, કે જ્યારે જહાંગીર રાબેતા મુજબ હોટલે ચાલી ગયો હતો ત્યારે, સાકર આગળ તકાજો કર્યો.

"હજી વળી સો થય રહેશે, આટલું બધું તમુને એને આપ્યું લીધું તો ખરૂં?" સાકરે બચાવ કીધો.

"શું આટલું બધું?—છટ, એ કરતાં વધારે તું ઘેરે હોતે તો નહી મેળવતે કે? કયાં છે, તારા કંઇ નામપર કીધેલા પાંચ-પચીશ હજાર? કંઇ તારાં ભવીશનું કંઈ કીધું કે એ એકનેજ ધરી પકરીને બેસસે? કાલ ઉઠીને એ જહાંગીર મરી ગયો કે દગો કરીને ચાલી ગયો તો પછી શું? એને લીધે બધા આપરા જુના દોસ્તોને દુર કરીને બેઠીચ તે આગલો પાછલો વીચાર કંઇ કીધો?"

"તાહરે શું કરૂં, તે તમેજ કેહોની? એ હજુર ભલો છે કે આપુને બીજાઓની માફક મતલબ સરી કે છોડી ગીયો નથી; પણ તમુંને વારંવાર રકમની રકમો આપી સમાલી લેછ, તેમ છતાં એ મારીપર ઘણોજ મોહી પરયોચ ને મને ઉમેદ લાગેછ કે હું કહેવશ તો મારા નામપર મોટી રકમ કંઇ કરીજ આપશે."

"પણ તે કયારે? બાપ મરેંગે જબ બેલ બાટેંગે કે? એ કરતાં તો સલીમ ને બીજા મારા દોસ્તો સાથ મલીને એક દહારો એનો ઘરો બારવો કરી નાંખીએ કે એના પેલા સાથે લાવેલા બેંકની અનામતનો લુમકોબી આપૂને મલી જાય!"

"અરે નહીરે! એમ ઉતાવળા ના બનો, થોભો!"

"થોભો—બોભો કાંઇ નહીં, મને તો પૈસા જોઇયેછ—એ કાંસી કુંસીને થોરો થોરો કુત્રાને બુકલો નાંખ્યા કરે તેમ આપે ને સબુરી પકરીને હું કંઈ બેસું નહીં—એક દર બંધ તો હજાર દર ખુલ્લા! એ જશે તો બીજા સો મલશે! ઘેરે સલીમબી તુંને રોજ યાદ કરીયા કરેછ ને તુંને જોવાને અધીરો પરી ગીયોછ, પેલો ઘેરવાલાનો છોકરો તારે વરે પુછ પુછ કરેચ,

મારા કેટલા દોસ્તોબી 'તુંને કેટલું થઈ ગએલ નથી' એમ બકેછ ને તું કરારે અહીં પરી રહીચ? એને લીધે નહીં કોઈથી અહીં અવાય કે જવાય,—એવી રીતે જેલમાં રહે તેમ કાંહ સુધી તું બંધ રહેવાની છે?"

"હા; તમે કહોછ તે ખરૂં છે, હું તક જોઈને એવણને કહેવશ. ફક્ત થોડોજ વખત હવે થેભો."

"વળી પાછું તેજ બકીને મારૂં માથું ફેરવેચ કે? તે દહારેબી મને ઘણી ગરજ પરી તે સલીમ પાસે સો રૂપીઆ લીધા—તેહારે! તું અહીં પરી રહે ને હું આપદા ખમું? જો કે તેને રૂપીઆ તો બીચારાએ એકે બોલે આપ્યા—પણ એક જે તાણો તેને મને માર્યો તેથી મને નીચું જોવું પરયું. જ્યારે તેણે ગળે લગારયો ત્યારે એકદમ હવે તેને દુર કરી એકદમજ ગરદન મારેછ?—કેવો દુઃખ સુખનો વફાદાર આપરો સાથી, તું સીક પરે તો જાન પ્રાણ કાહરી આપનારો તેને તું કેટલા મહીના થયા તેને મોહણુંબી બતાવતી નહીં?"

"પણ તમે જાણોછ કની જહાંગીરનો સ્વભાવ, તે કેમ બને? એને મને સખત સોગંદ આપ્યાચ ને જો તે સોગંદ નહીં પાળું તો એમાંથી ઘણું ખોટું થશે. એ જાણશે કે સલીમ અહીં અવેચ જાએચ કે મારી સાથ વાતચીત કરેચ તો કાલનો દુકાળ આજે પરે!"

"નહી! તે બે કંઇ હું સમજુ નહીં, એ જહાંગીર સા...એવો તેવો, તેના બાપનું કાંઇ લીધુંછ ખાધુંછ? તેના સમ સોગંદથી બીહવાનું શાનું? હું સલીમને અહીં લાવશ ને ફર લાવશ, જોઇયે તે શું કરેછ! તે કંઇબી કરશે તો તેને ઠેકાણે લાવવાનું મારા હાથમાં છે!"

સાકર અહીં વાત બગડેલી જોઇ ડહરી ગઈ. તેણી જહાંગીરને તેની હજ્જાર બલાઇના સબબે કંઇક ચહાતાં શીખી હતી. અને કોઇબી રીતે એકાએક તેને રંજીદા કરવા ઇચ્છતી હતી નહીં, તેથી બોલી,—"તમે થોડા દહારા તો થોભો, પછી હું તમુંને સલીમને અહીં લઈ આવવા કેહું ત્યારે લાવજો!"

"નહીં, તે—બે બનશે નહીં, હું તેને વચન આપી ચુકોછ, તેને હું લાવવાનો ને ફર લાવવાનો!"

"પણ તે કયારે? જે દહાડે જહાંગીર રાતે હોટલેજ રહેવાનો હોય ત્યારે તેના જવા પછી વીચાર કરજો નહીં તો—"

"વરૂં હું પરમ દહાડે રાતે તેને લાવશ, તેના સાથ બરોબર વાતચીત કરજે, નહીં તો જહાંગીરને લીધે મગરૂર બની જઈ અકરાતી ના—કે જેવી રીતે તું હમણા હમણાં મારી સાથેની શેખી કરતાં શીખીછ. એ સલીમ તો આપરો સદાનો છે ને જહાંગીર તો આજકાલનો! હજુ આપરે સલીમ પાસે ઘણું કામ લેવાનું છે."

બીજે દીને જહાંગીર સાકર આગળ આવે તે અગાઉ સાકરનું મગજ ચકભમ થઈ રહ્યું હતું. અને તેણી પોતાનાં દીલમાં અનેક તરેહના બિચાર કરી રહી હતી. "અરે, શું કરૂં? નહીં સલીમ આવે તેને વરે મારાં મનથી ધસીને ના કહેવ તું કે નહીં જહાંગીરને છોડવા ગમતું! ને વાપરો તો મુવો આવો ને આવો તે સલીમને લાવ્યા વગર રહેવાનો નથી, જો એ વાત જહાંગીરે જાણી તો જીવપર કરશે યા તો મને સદાની પડતી મુકશે."

તે દીને જ્યારે જહાંગીર આવ્યો ત્યારે સાકર રોજની માફક હસતી રમતી તેને દરવાજાવેર ઓવારણા લેવા આવ્યા વગર સુતેલી જહાંગીરે જોઈ.

"શું છે ડીયર, આજે કાંઇ તબીયત ઠીક નથી?" જહાંગીરે પુછ્યું.

સાકર કશો પણ ઉત્તર દીધા વીના બે પળ ચુપ રહી. અને પછી હાથ ઉંચા કરી જહાંગીરનું માંથુ પોતાના પાસામાં નમાવી માયાથી પસવારી ડુસકે ડુસકે રડી પડી.

"શું છે મારા જાન, આજે એટલી બધી દલગીર કાંય?" જહાંગીરે ઘણુજ હેતથી પુછ્યું.

વળી તેણીએ કેટલેક વખત સુધી જવાબ આપ્યો નહીં, પણ હાથના હાવભાવથીજ મુંગી ભાષામાં તેણીએ તેને વહાલથી સમજાવ્યું કે તેની તરફનો તેણીનો આક—કશો ઓછો થયો હતો નહીં.

"શું કેહું વહાલા જાન, મુવા બાપરાથી હું બેજાર બની ગેઈછ, મુંવો નહીં મરતો કે આચરો ખાલી કરતો, ને મારા જીવપર બધી કમાઇની મદાર બાંધી બેઠોય ને મારી આશા પરજ કુદેચ; તમે આટલું આપોછ તોબી ધરાતો નહીં ને સો રૂપીઆ સલીમ પાસેથી લીધાછ.

"તે એ સલીમ પાસે સો રૂપીઆ કાંહથી આયા?"

"તે મુવો કંઇ જુગારમાં જીતી બીતી આયો હોશે તે તેની પાસે પરાવ્યાછ. ને સલીમની તારીફપર તારીફ કરતો તો. વળી એક—કીરચયન પૈસાવાળો છે, કહે જે ઘણોજ દેખાવડો ને છોકરવન જેવો છે, તેના પોતાના

રેસમાં ઘોરા દોડે છે, તે અવારનાર રેસની ટીકીટ આપે છે ને રમવાને રોકરા રૂપીઆઓ આપે છે, તેથી તેનો પાડ વાળવા એ એક પારટી આપવાનો છે, તે વખતે મને બી બોલાવા માંગે છે, ઓ હું તમો મ રા જાનને મુકીને કાંહ જાઉં? મુવો તો પીધેલી ઝુમમાં મને કહે જે એ ક્રીશ્ચયન મારી એવી કદરનો છે કે તું ને આખીને આખી સદાની સોંપી દેઉં તોબી થોરૂં છે!"

ગરીબ બીચારો જહાંગીર! દીન ઉગે નવી નવી આફત અને ધડક ધુજારો સમજતોજ આવ્યો. તે કયે ચોઘડીએ આ ખુબસુરત બલાની જાળમાં ફસ્યો અને એ કયે મુહુર્તે સાકરના પ્યારમાં ગીરફતાર થયો, કે જેનાથી હજી કેટલીક આફતની આગ થવાની હશે?

તે સાકરને એવા તો ગાંડા પ્યારથી ચાહતો હતો કે તેનાથી એક પળબી જુદો પડવાને બદલે જીવથી જુદો પડવા તૈયાર થાય!

બીજી તરફથી વાયરાનો ત્રાસ, પેલી ધમકી આપી લખાવી લીધેલી ચીઠીનો ભય! જે ભય તેની આબરૂને માટે ડોળા નજદીક ઉભો ને દબોજ હતો!

વળી ત્રીજી તરફ સલીમની દેહસત, જો કે, જહાંગીરે ચઢતામાં ચઢતા સમ સોગંદથી તેણીની પાસ તેને નહીં મળવાનું વચન લીધું હતું. તોએ તેને શક હતો.

જહાંગીર અને સાકર બંનેની હાલત એવીજ થઇ પડી અને બંન્ને પોતાના દીલ સાથ સવાલ પુછતું કે—

"હવે કરવું કેમ?" (સાંધણુ છે)

Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press
SURAT & published by Ruttonsha F. Acharia
Crawford Market, BOMBAY. 1